# કથામંગલ

[ ઉપનિષદો તથા ભાગવત ]

: લેખક :

**રમણલાલ સોની**





મોડાસા હાઈસ્કૂલ : મોડાસા

અસતો મા સદ્ગમય ।
તમસો મા જ્યોતિર્ગમય ।
મૃત્યોર્માં અમૃતં ગમય ।
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

## સદ્ગત શાન્તાબહેનને

શાન્તા ! પૂછયું, આજ વળી પૂછું ફરી
જડયું તને એવડું શું રસાયન,
કે રૂગ્ણ ને પાંગળું તોય તારૂં
બની ગયું જીવન ધન્ય ગાયન ?

# ભાગવત કથામંગલ

: લેખક :

રમણલાલ સોની



અસેવના ચ બાલાનં પંડિતાનં ચ સેવના
પૂજા ચ પૂજનીયાનં એતં મંગલમુત્તમં ।

મૂર્ખાની સંગતિથી દૂર રહેવું, પંડિતોનો સહવાસ રાખવો અને પૂજ્ય જનોની પૂજા કરવી, આ ઉત્તમ મંગલ છે. —ભગવાન બુદ્ધ

# અનુક્રમ


| કથાંક | કથા | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧ | ગોકર્ણ | |
| ૨ | નારદ | |
| ૩ | પરીક્ષિત | |
| ૪ | દેવહૂતિ | |
| ૫ | સતી | |
| ૬ | ધ્રુવ | |
| ૭ | વેન | |
| ૮ | પૃથુ | |
| ૯ | ઋષભદેવ | |
| ૧૦ | ભરત | |
| ૧૧ | જડભરત | |
| ૧૨ | અનામિલ | |
| ૧૩ | દધીચિ | |
| ૧૪ | ચિત્રકેતુનો પુત્ર | |
| ૧૫ | પ્રહ્લાદ | |
| ૧૬ | અમૃતપાન | |
| ૧૭ | બલિ | |
| ૧૮ | જળપ્રલય | |
| ૧૯ | સુકન્યા | |
| ૨૦ | નાભાગ | |
| ૨૧ | અંબરીષ | |
| ૨૨ | શુનઃશેષ | |
| ૨૩ | સીતા—રામ | |
| ૨૪ | પરશુરામ | |
| ૨૫ | પુરુ | |
| ૨૬ | રંતિદેવ | |
| ૨૭ | મામો—ભાણેજ | |
| ૨૮ | નાગદમન | |
| ૨૯ | કાલયવન | |
| ૩૦ | મણિ | |
| ૩૧ | કાગડાને દહીંથરું ? | |
| ૩૨ | સુદામા | |
| ૩૩ | સૌથી મોટો કોણ ? | |
| ૩૪ | દત્તાત્રેય | |
| ૩૫ | જાદવાસ્થળી | |

## હવે પછી

| | |
|---|---|
| રામાયણ | કથામંગલ |
| મહાભારત | કથામંગલ |
| તથાગત | કથામંગલ |
| જીન | કથામંગલ |
| ખ્રિસ્ત | કથામંગલ |
| ઇસ્લામ | કથામંગલ |
| ગ્રીક | કથામંગલ |
| ચીની | કથામંગલ |

# લેખકનું નિવેદન

ઉપનિષદો, રામાયણ, મહાભારત, તથા ભાગવત વગેરે પુરાણોમાં અનેક સુ-રસ, બોધદાયક અને પ્રેરક કથાનકો તથા આખ્યાનો દટાયેલાં પડયાં છે. આજના ધાંધલિયા, છીછરા અને ઉછાંછળા જીવનમાં એ મોટા ગ્રંથો વાંચવાની તો શું, પણ હાથમાં લેવાની યે ઘણા ઓછા-ઓને ફુરસદ કે વૃત્તિ હશે. વિદ્યાર્થીઓની વાત કરીએ, તો શાળાઓમાં ભાગ્યે જ આ કથાઓનો થોડોક પરિચય અપાતો હશે. હાઈસ્કૂલનાં ઊંચા ધોરણોના વિદ્યાર્થીઓને પ્રેમાનંદનાં 'નળાખ્યાન' કે 'સુદામાચરિત્ર'ના થોડાક ટુકડાઓ પીરસાય છે, પણ આ જાતની વાર્તાનો રસ માણવાની વિદ્યાર્થીઓની ઉમર એ વખતે વીતી ગઈ હોય છે, ને કાવ્યનો રસ એ ટુકડાઓમાંથી નીચોવી બતાવવા જેટલી આપ-કળા બહુ થોડા શિક્ષકોમાં હશે.

પર્વત પર ચડયા પછી ભૂતળ પરનું દશ્ય ચિત્તાકર્ષક લાગે છે, એ જોઈ વર્તમાનના મિનાર પરથી ભૂતકાળની ભોંય નિહાળવાનું નિમંત્રણ આપવાનું મને મન થઈ જાય છે—ઘડીક સિઝાયેલાને આરામ મળે, આશ્વાસન મળે, સમગ્રનું દર્શન કરવાની દષ્ટિ મળે. આમ કહીને, ભુલાયેલો ભૂતકાળ ભવ્ય હતો, દિવ્ય હતો, આદર્શ હતો એવું કંઈ પ્રતિપાદન કરવાનો મારો પ્રયત્ન નથી. ઊલટું, એવું કોઈ કહે તો હું એનો સાદર વિરોધ કરું. કારણકે ઉપમા દ્વારા તર્કની પુષ્ટિ થતી નથી એ હું જાણું છું. પરંતુ એ ભૂતકાળમાં જે અસંખ્ય માનવ આપણા જેવું મનુષ્યજીવન જીવી ગયા છે અને જે અનુભવો, જીવનના અર્ક રૂપ પાછળ મૂકતા ગયા છે એ ભણી નજર કરી લેવામાં શું કંઇ દોષ છે? શું એમાં કોઇ જ એવું ચિરસ્થાયી તત્ત્વ નથી જે આપણા જીવનના એક ખૂણાને યે રોશનીથી અજવાળે? આપણી આગળ ચાલીને જેઓ વાટ પાડી ગયા છે એમણે બધાએ જ શું માત્ર પાણીમાં ઘોડા અફાળ્યા છે? 'પ્રાચીન'નો કટ્ટર શત્રુ યે આવું નહિ કહે.

એટલે આજે એક પ્રયત્ન કર્યો છે પ્રાચીન દીવડાઓની એ ઝગમગતી જ્યોત ભણી ઊગતી પ્રજાનું લક્ષ્ય દોરવાનો. માણભટો અદૃશ્ય થયા પછી, અને ખડકી કે પોળની સ્ત્રીઓને ગદ્યપદ્ય આખ્યાનો વાંચી સંભળાવતી પેલી 'અભણ' સ્ત્રીઓ અદૃશ્ય થયા પછી, શિક્ષાગુરુઓને માથે તેમનું છોડેલું કામ કરવાની ફરજ આવી ઊભી છે. કારણકે આપણી શિક્ષિતા વધુઓમાંથી કોણ કે' દહાડે પાંચ પડોશણોને ભેગી કરી કંઈક વાંચવા બેઠી? આપણા જીવનનું આ કારૂણ્ય છે, અને દારિદ્રય પણ કેમ નહિ?

તો શિક્ષકો યે આ ભૂલશે? બે દશકા પહેલાં શેરીની ધૂળમાં રમતાં ને ઓટલા તોડતાં થોડાંક બાળકો આવી કથાઓ સાંભળતાં સંભળાવતાં, પણ આજે કેટલાંનાં નસીબમાં એ છે? અર્થહીન વહેમો ગણી આ પ્રાચીન કથાઓ ને આખ્યાનોનો આપણે બહિષ્કાર કર્યો ખરો, પણ, તેને સ્થાને વિજ્ઞાન, તર્ક કે યુક્તિયુક્ત કાંઈ આપવાની તાકાત મેળવી નહિ. વિજ્ઞાનની ઉપાસનાના દંભમાં વિજ્ઞાનનો જ નિયમ ભૂલી ગયા કે કોઈ જગા ખાલી રહેતી નથી; ભૂત, નહિ તો ભૂતનો ભાઈ આવી ભરાવાનો જ. અને એવું અહીં થયું છે.

મારી વિનતિ છે કે શિક્ષક આ કથાઓ શાળામાં વિદ્યાર્થીઓને કહી સંભળાવે. અઠવાડિયામાં એક સમય હશે તોયે પૂરતો થશે. મોડાસા હાઈસ્કૂલમાં અમે બેત્રણ વર્ષથી આ પ્રયોગ કરી રહ્યા છીએ. અમારી વ્યવસ્થા મુજબ અંગ્રેજી પાંચ ધોરણ પૂરાં કરે ત્યાં સુધીમાં વિદ્યાર્થીને જગતના મુખ્ય મુખ્ય ધર્મો, તેના સ્થાપકો અને પ્રસિદ્ધ સંતોનો પરિચય મળી જાય છે.

આ કથાઓ લખવામાં જે કેટલાક મુદ્દાઓ નજર આગળ રાખ્યા છે તે ગણાવું: (૧) ભાષા અને વાક્યરચના બને તેટલી સહેલી, સરળ, તથા હિંદુ, મુસલમાન કે પારસી—ગમે તે કોમનો દસથી બાર વર્ષનો વિદ્યાર્થી સરળતાથી વાંચી શકે એવી રાખવી. અર્થ શીખ-

વવો પડે એવા શબ્દો ન છૂટકે જ વાપરવા. (૨) બને તેટલાં ઓછાં વિશેષ નામો વાપરવાં જેથી વાર્તા ભારે ન બની જાય. (૩) આ વાર્તાઓનો હેતુ કોઈ ધર્મનું શિક્ષણ આપવાનો નથી, પણ વિદ્યાર્થી-ઓને તે ધર્મની પ્રધાન અને વ્યાપક ભાવનાઓનો પરિચય આપવા સાથે, જીવનમાં ઉપયોગી થાય તેવી માહિતી તથા સુબોધક અને પ્રેરક દૃષ્ટાન્તો પૂરાં પાડવાનો છે. (૪) છોકરા છોકરીઓના ભેગા વર્ગોમાં વાંચી વંચાવી શકાય, કોઇનાં રૂચિ કે મર્યાદાનો ભંગ ન થાય તે રીતે લખાણ લખવું.[૧] (૫) હેતુ માત્ર સુવાચ્ય વાર્તા આપવાનો છે, વાર્તા કહેવાનો નહિ. તેથી લાગણી–પ્રચૂર (emotional) કે રોમાંચક (romantic) શૈલિનો મોહ છોડી સ્થિર પ્રવાહી ગદ્યનો આદર્શ નજર આગળ રાખવો. રોમાંચક શૈલિમાં લખાયેલી વાર્તાઓ કે ઇતિહાસોમાંથી[૨] વિદ્યાર્થીઓ વાર્તા તરત પકડી શકતા નથી ને પકડે છે તો તેના સ્મૃતિલેખનમાં નિષ્ફળ નીવડે છે. કારણકે તેમણે માત્ર પંખીની પાંખનો ફફડાટ માણ્યો છે, પંખી જોયું નથી.

---

૧ ઘણા શહેરી શિક્ષકો આને 'ચોખલાઇ' કહી હસશે, પણ અમારો અનુભવ જુદો છે. હજી આપણે ત્યાં છોકરીઓ, છોકરાઓ જેટલી છૂટથી હરતી, ફરતી, વાત કરતી નથી થઈ. બંનેનાં શરીર, માનસ અને ગૃહ–વાતા-વરણમાંયે ફરક છે. ઘણા છોકરાઓ અને બેચાર છોકરીઓવાળા વર્ગમાં છોકરીઓને પક્ષે લઘુતાગ્રંથિ ( inferiority complex )નો ભય છે જ, વળી બધા છોક-રાઓનાં મનમાં આ સહશિક્ષણનું કુતૂહલ શમ્યું નથી. આવા વર્ગમાં, અખાના અમુક છપ્પા, 'ભોળો ભટ,' 'કચદેવયાની,' 'વસંતવિજય' વગેરે શીખવતાં કેવી વ્યથા અને સંકટ અનુભવવાં પડે છે એ તો જેણે એ સભાન અનુભવ્યું હોય તે જ જાણે.

૨ પ્રાથમિક શાળાઓ માટેનાયે પાઠ્ય ઇતિહાસો હવે તો આ શૈલિમાં લખાયેલા જોવામાં આવે છે. મને લાગે છે કે કુમળા વિદ્યાર્થીઓ પર બુદ્ધિ-માનોનો આ એક જુલમ છે.

(૬) જે વાર્તાને કોઈ ચોક્કસ સંદેશ હોય, જેનો ચોક્કસ ઉપયોગ હોય, અને જેમાં પૂરતાં પ્રમાણમાં બાલભોગ્ય થવાનો ગુણ હોય તેને પસંદગી આપવી. એ 'સંદેશ' ને હરકત ન આવે તેવી રીતે ચમત્કાર કે અસંભાવ્ય ઘટનાઓને સંસ્કારવી.

(૭) ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન કે જીવનશાસ્ત્રના નિયમથી કોઈ વાર્તાનો અર્થ વધારે વિશદ કરી શકાતો હોય તો તેની અલગ નોંધ લખવી. પણ પાઠય વાર્તામાં ક્યાંય વિશદતાને નામે કશી ધાલમેલ કરવી નહિ.

(૮) વાર્તાને અંતે કેટલાક સૂચક પ્રશ્નો એવી રીતના મૂકવા કે જેથી વાર્તાનાં પાત્રોનાં માનસમાં તથા વાર્તાના કાળમાં પ્રવેશવાનું વિદ્યાર્થીઓને સહેલું બને.

(૯) વાર્તાઓ મૂળ પુસ્તકોનો જ આધાર લઇને લખવી.

શિક્ષકે આમાંની બધી જ વાર્તાઓ વિદ્યાર્થીને કહેવી જ એવો નિયમ ન દઈ શકાય. પણ જે વાર્તા શિક્ષકે વર્ગમાં કહેવાની હોય તે વાર્તાની નીચેના પ્રશ્નો વાંચી જઇ તે પ્રશ્નના જવાબ અંદર આવી જાય તે રીતે તેણે વાર્તા કહેવી જોઈએ. પણ વાર્તા શુદ્ધ વાર્તા જ રહેવી જોઈએ. છતાં, ઘણી વખત વાર્તાના પ્રવાહની સાથે પાઠય વાર્તામાં ન લખી હોય, પણ એને જ લગતી હોય એવી વિગતો (જેવી થોડી વાર્તાને અંતે નોંધોમાં લખી છે) કહી શકાય છે. વાર્તાકથનની એ આપકળા છે.

'ઉપનિષદો' અને 'ભાગવત'નાં 'કથામંગલ' આપના હાથમાં છે; 'રામાયણ' અને 'મહાભારત'ની કથાઓ લખાઈ રહી છે. ત્યારપછી ખ્રિસ્તી, બૌદ્ધ, જૈન, પારસી, ઇસ્લામ વગેરે ધર્મોનાં 'કથામંગલો' પ્રસિદ્ધ કરવાની અમારી યોજના છે.

વિદ્યાર્થીઓ ને શિક્ષકો કંઈ ભૂલોચૂકો બતાવશે તો તેનો સાભાર આનંદપૂર્વક સ્વીકાર થશે.

બોડાસા, ૪–૫–૧૯૪૧ લેખક

[ ૧ ]

# ગોકર્ણ

તુંગભદ્રા નદીને કિનારે એક શહેરમાં બ્રાહ્મણ અને બ્રાહ્મણી રહેતાં હતાં. બ્રાહ્મણ સદાચારી, ધર્મને રસ્તે ચાલનારો અને વિદ્વાન હતો. બ્રાહ્મણી વાચાળ, લોભી, કજિયાખોર અને ટૂંકી બુદ્ધિની હતી. બ્રાહ્મણ ગરીબ હતો, છતાં ઉદાર હતો. અતિથિઓની, સાધુસંતોની તે સેવા કરતો, પોતે શાસ્ત્રોનો અભ્યાસ કરતો ને બીજાઓને કરાવતો.

મોટી ઉમરે બ્રાહ્મણને બે પુત્ર થયા. બ્રાહ્મણને બહુ આનંદ થયો. તેણે બંનેને લાડપાનમાં ઉછેરવા માંડયા. મોટો છોકરો જરા દેખાવડો હતો, પણ નાનો જરા કાળો હતો, અને એના કાન ગાયના જેવા હતા. આથી બ્રાહ્મણીને નાના છોકરા પર અણગમો થયો, તે તેને બરાબર સાચવતી પણ નહિ. તે કંઈ હઠ કરે તો મારઝૂડ કરતી, ને ગમે તેવું લૂખુંસૂકું ખાવાનું આપતી. મોટાને તો પાણી માગે ત્યાં દૂધ મળતું. એને છીંક આવે તો એની મા અડધી અડધી થઇ જતી. આમ બેય છોકરાના ઉછેરમાં ફેર પડી ગયો.

મોટા દીકરાને બ્રાહ્મણી 'મોટા' કહીને બોલાવતી, પણ ગાયના જેવા કાનવાળા નાના દીકરાને એ ગોકર્ણ

કહીને બોલાવતી, તેથી ગામમાંયે સૌ એને ગોકર્ણ કહેતું.

બંને ભાઇ યોગ્ય વયના થતાં બ્રાહ્મણે તેમને ગુરુને ઘેર ભણવા મૂકવાનો વિચાર કર્યો. પણ બ્રાહ્મણીએ કહ્યું: 'મોટો બહુ સુંવાળો છે, ભણવાનું કષ્ટ એનાથી નહિ વેઠાય. આ ગોકરણ બેઠો બેઠો ધાન ખુટાડે છે એને મોકલો.'

બ્રાહ્મણે એકલા ગોકર્ણને ભણવા મોકલ્યો. ગોકર્ણની ભણવાની ઉલટ જોઇ ગુરુ પ્રસન્ન થયા. થોડા વખતમાં એ ગુરુનો પ્રિય શિષ્ય બની ગયો. એમ કરતાં એ જ્ઞાની અને પંડિત થઈ ગયો.

આ તરફ 'મોટો' માનાં લાડપાન પામી તોફાન, ને કજીયા કંકાસમાં આગળ વધ્યો. શેરીમાં રમતાં છોકરાંને વગર કારણે મારવા પીટવા લાગ્યો, નાનાં છોકરાંને ઉપાડી ઊંચેથી પછાડવા લાગ્યો કે હવાડામાં ડુબાડવા લાગ્યો, લોકોનાં ઘરોમાં ચોરી કરવા લાગ્યો, ન ખાવાની ચીજો ખાવા લાગ્યો, સૂનાં ઘરો સળગાવવા લાગ્યો, પ્રાણીઓને ક્રૂર રીતે સતાવવા લાગ્યો, ઘાતકી, જુગારી, ને નીચ લોકો ભેળો ફરવા લાગ્યો ને ધન ઉડાવવા લાગ્યો. એક વખત પૈસા ન મળતાં એણે એનાં માબાપને ખૂબ માર્યાં, પછી ઘરમાંથી તાંબાપિત્તળનાં વાસણ લઈને વેચી આવ્યો. ઘરમાં ને ગામમાં એને લીધે ત્રાસ ત્રાસ થઈ રહ્યો.

એવામાં ગોકર્ણ ભણીને ઘેર આવ્યો. બ્રાહ્મણે એને પોતાના દુઃખની વાત કરી ત્યારે ગોકર્ણે એને ઉપદેશ કર્યો કે 'પુત્રમાં મન રાખવા કરતાં ઇશ્વરમાં મન રાખો તો તમને સુખ મળશે.' ગોકર્ણની પાસેથી ઉપદેશ લઇ બ્રાહ્મણ

સંસારત્યાગ કરી વનમાં ગયો ને વખત જતાં, ત્યાં તેણે ઈશ્વરના સ્મરણમાં પ્રાણ છોડયા.

હવે ગોકર્ણ તીર્થયાત્રા કરવા નીકળી પડયો ઘેર એનો મોટો ભાઇ અને માતા બે રહ્યાં. હવે 'મોટા' એ પૈસા માટે એની માતાને મારવા ઝૂડવા માંડી. આ દુઃખથી ત્રાસી મા છેવટે એક રાતે કુવામાં પડીને મરી ગઈ. 'મોટો' હવે ગમે તેવાં ઘોર કર્મો કરવા લાગ્યો ને નીચ સ્ત્રીપુરુષોની સોબતમાં રહેવા લાગ્યો. એ સોબતનું પરિણામ એ આવ્યું કે એનું ખૂન થયું. એનાં ઘરબાર લુંટાઇ ગયાં. અકુદરતી મોત થવાને લીધે મુઆ પછી પ્રેત બની એ ઘરમાં ભમવા લાગ્યો.

મોટાભાઇના મરણના સમાચાર મળતાં ગોકર્ણે દરેક તીર્થસ્થળે તેને યાદ કરી પ્રાર્થના કરી કે ભગવાન! એના આત્માને શાન્તિ આપ. એમ સઘળાં તીર્થો ફરીને એ ઘેર આવ્યો,ને રાત પડી ગઇ હોવાથી ઘરના આંગણામાં જ સૂઇ રહ્યો. રાતે એને ભયંકર દેખાવો દેખાવા લાગ્યા. પોતે મહાજ્ઞાની અને યોગી હતો, તેથી એ બાન્યો નહિ. પણ, તપાસ કરતાં એને જણાયું કે મોટાભાઇનો આત્મા સાત બંધનોમાં બંધાયેલો છે, ને એના દુઃખનો પાર નથી. એને કેવી રીતે મુક્ત કરવો તેનો ગોકર્ણે આખી રાત વિચાર કર્યો. બહુ વિચાર પછી બીજે દિવસે તેણે એ ઘરમાં જ ભગવાનની કથા કરવાનો નિર્ણય કર્યો. યોગ્ય તૈયારીઓ પછી ગોકર્ણે કથા શરૂ કરી. અનેક સ્ત્રીપુરુષો તે સાંભળવા આવવા લાગ્યાં. પહેલે દિવસે કથા પૂરી થઇ કે સામેના સાત ગાંઠાવાળા વાંસનો ઉપલો ગાંઠો તડાક કરતો તૂટી ગયો. એ શું થયું તે કોઇ સમજ્યું

નહિ, પણ ગોકર્ણ સમજી ગયા કે મોટાભાઈનાં સાત બંધનમાંથી એક બંધન તૂટ્યું. આમ એક એક કરતાં સાત દિવસમાં વાંસના સાતે ગાંઠા તૂટી ગયા, મોટાભાઇનાં સાતે બંધન તૂટી ગયાં, ને એ મુક્ત થયા. આથી ગોકર્ણને ખૂબ આનંદ થયો.

બાકીનું આયુષ્ય ગોકર્ણે હરિકથાઓ કરી લોકોમાં જ્ઞાનભક્તિનો ફેલાવો કરવામાં કાઢ્યું.



૧. બાળકો પ્રત્યે પક્ષપાત રાખી માબાપો બાળકોનું અહિત કરે છે. અને સાથે પોતાનું પણ અહિત અને અપકીર્તિ કરે છે. સ્નેહને લીધે માબાપ પુત્ર પ્રત્યેની ફરજ ભૂલી જાય છે, ને પાછળથી પસ્તાય છે. આ વાત બ્રાહ્મણ બ્રાહ્મણીના દાખલા પરથી સમજાય છે.

૨. જ્ઞાની પુત્ર પિતાનો પણ ગુરુ થવાને યોગ્ય છે. આથી ગોકર્ણે પિતાને ઉપદેશ કર્યો હતો.

૩. ગોકર્ણે પોતાના મોટાભાઈના આત્માને કેવી રીતે મુક્ત કર્યો? એ કામ બીજા કોઇથી બની શકત ખરૂં?

૪. બ્રાહ્મણ બ્રાહ્મણીએ પોતાના મોટા પુત્રને કેવી રીતે ઉછેર્યો અને તેનું શું પરિણામ આવ્યું તે લખો.



## [ ૨ ] નારદ

એક આશ્રમ હતો. આશ્રમમાં અનેક ઋષિમુનિઓ રહેતા હતા ને રાતદિવસ ઇશ્વરનું સ્મરણકીર્તન કરતા હતા. એક ગરીબ બાઇ આ આશ્રમમાં રહેતી હતી અને ઋષિ-

મુનિઓની સેવાચાકરી કરી જીવનનિર્વાહ કરતી હતી. સવારમાં પહેલી ઊઠે, આશ્રમની જગા વાળીઝૂડી સાફ કરે, નહાઇ ધોઇ નદીએથી પાણી ભરી લાવે, આશ્રમનાં વૃક્ષોને પાણી પાય, પશુપંખીઓને ચારો નીરે, અગ્નિ પ્રકટાવે, ગાયો દુએ, અને પછી આશ્રમવાસીઓની સેવામાં લાગી જાય.

ઋષિમુનિઓ વૃક્ષ હેઠળ શિષ્યોને શાસ્ત્રપાઠ ભણાવે, મંત્રો શીખવે, અરસપરસ શાસ્ત્રચર્ચા કરે, ને યજ્ઞો કરે. આ બધું પેલી બાઇ આખો દિવસ જોયા કરે.

બાઈને એક દીકરો થયો. બાઇ દીકરાને સાચવતી જાય ને આશ્રમનું કામ પણ કરતી જાય. છોકરો રમાડવા જેવો થયો એટલે ઋષિમુનિઓના ખોળામાં રમવા લાગ્યો. સૌ એને માથે હાથ મૂકી કહેઃ 'બેટા, ભગવાનનો ભગત થજે, ને સૌની સેવા કરજે.'

ઋષિઓએ છોકરાનું નામ પાડ્યું નારદ. નાનકડો દોઢ બે વર્ષનો નારદ ઋષિના ખોળામાં બેઠો હોય ને ઋષિ શિષ્યોને ભણાવતા હોય–આવું રોજ બનવા લાગ્યું. ભજનની ધૂન ચાલતી હોય ત્યાં નારદ ન હોય એવું બને જ નહિ. એના ટચુકડા હાથ વડે એ યે ભજનમાં તાલ દેવા લાગી જતો.

પહેલા જ બોલમાં નારદ ઇશ્વરનું નામ બોલતાં શીખ્યો. એની કાલી વાણીમાં ઇશ્વરનું નામ બોલાતું સાંભળી સૌને આનંદ થતો. એમ કરતાં નારદ ઘણા શબ્દો બોલતાં શીખી ગયો—શિષ્યોને ભણાવતા ઋષિઓની પાસે બેસી રહેવાથી આ શબ્દો એને આવડી ગયા હતા. આવડી નાની

ઉંમરે નારદની બુદ્ધિ પણ ઊઘડતી જતી હતી. ઈશ્વરભજનમાં એને રસ પડતો જતો હતો. પાંચ વર્ષનો થતાં તો નારદ જાણે ઈશ્વરનો નાનકડો ભક્ત બની ગયો. હાથમાં તંબૂરો લઈ ભજનો ગાતાં પણ તે શીખી ગયો. આશ્રમમાં ઘણી વખત તેનાં ભજનોની ધૂન ચાલતી.

એવામાં એક અકસ્માત બન્યો. નારદની મા એક રાતે ગાય દોહવા વાડામાં ગઈ. ત્યાં એને સાપ કરડયો અને એ મરી ગઈ. આવડી નાની ઉંમરે બિચારો નારદ મા વગરનો થયો. ઋષિમુનિઓ ઘણીવાર ઉપદેશ કરતા કે ઈશ્વર સૌની મા છે, ઈશ્વર સૌનો બાપ છે, એને ખોળે જવાથી સૌનું દુ:ખ ટળે છે. નારદને એ શબ્દો યાદ આવ્યા. એક સવારે વહેલો ઊઠી હાથમાં એનો નાનકડો તંબૂરો લઈ, એ ઉત્તર દિશાએ ચાલી નીકળ્યો.

ઘણાં ગામડાં ને શહેરો વટાવ્યાં, વન ઉપવન વટાવ્યાં, ડુંગરો ને પર્વતો ઓળંગ્યા, નદીઓ ને જળાશયો વટાવ્યાં. છેવટે એક ભયંકર જંગલ આવ્યું. જંગલની મધ્યમાં એક નદી વહેતી હતી. નદીમાં એણે સ્નાન કર્યું, પાણી પીધું, અને પછી નદી કાંઠે ઊગેલા એક પીપળાના ઝાડ હેઠળ શાંત થઈ પલાંઠી વાળી બેઠો, ને પ્રાર્થના કરવા લાગ્યો: 'ઈશ્વર મારી મા, ઇશ્વર મારા બાપ; મને ખોળે લે.'

એની આંખોમાંથી દડદડ આંસુની ધારા વહેવા લાગી. આમ કેટલો યે વખત વીતી ગયો. ધીમે....ધીમે....એનું મન શાંત થતું ગયું. પછી એકદમ શાંત થઇ ગયું. એનું બધું દુ:ખ ભુલાઇ ગયું. એને આનંદ થયો, એ આનંદ એકદમ

વધતો ગયો. અને પછી એના આખા શરીરમાં આનંદ આનંદ થઈ રહ્યો. કેટલોયે વખત એ આનંદમાં ને આનંદમાં ત્યાં બેસી રહ્યો. પછી ધીરે ધીરે તેણે આંખો ઉઘાડી. ચારે તરફ એને આનંદ આનંદ દેખાવા લાગ્યો. આનંદથી એને ગાવાનું મન થઇ ગયું. નાનકડી આંગળીઓ તંબૂરાના તાર પર ફરવા લાગી અને નારદે આનંદનું ભજન શરૂ કર્યું.

ત્યારથી નારદે આખી જિંદગી તંબૂરા પર ભગવાનનું ભજન કરવામાં જ ગાળી.



૧. સત્સંગ અને સાધુજનોની સેવાની કેવી પ્રબળ અસર થાય છે એ નારદના દૃષ્ટાન્ત પરથી સમજાય છે.

૨. આશ્રમમાં બાળક નારદ કેવી રીતે ઊછર્યો તે ટૂંકમાં લખો.

૩. આની સાથે સાથે ધ્રુવ, અને પ્રહ્લાદની કથા વાંચો.



## [ ૩ ] પરીક્ષિત

કૌરવ પાંડવોનું મહા ભયંકર યુદ્ધ થયું. તેમાં પાંડવો જીત્યા. યુધિષ્ઠિર મહારાજ હસ્તિનાપુરની ગાદીએ આવ્યા. તેમણે કેટલાંક વર્ષ રાજ્ય કર્યું; પછી પૌત્ર પરિક્ષિતને ગાદી સોંપી પાંડવો વનમાં ચાલ્યા ગયા.

પરીક્ષિત રાજા પ્રજાનું રૂડી રીતે પાલન કરતા, ન્યાય અને ધર્મની રીતે ચાલતા. લોકોને તેમણે ધર્મ, દયા,

પવિત્રતા, અને નીતિને રસ્તે ચાલવાનું શીખવ્યું. તેથી રૈયત ખૂબ સુખ ને સંતોષથી રહેવા લાગી.

એક વખત પરીક્ષિત રાજા ધનુષ બાણુ લઈ વનમાં શિકાર ખેલવા ગયા. શિકાર ખેલતાં ખેલતાં બપોર થઇ ગયા ને તેમને ખૂબ તરસ તથા ભૂખ લાગી. પાણીની શોધમાં ફરતાં ફરતાં તેમણે વનમાં એક આશ્રમ જોયો. આશ્રમ શમીક નામના ઋષિનો હતો. ઋાષ તે વખતે એક ઝાડ નીચે આસન વાળી સમાધિમાં બેઠેલા હતા. રાજાએ આશ્રમમાં પ્રવેશ કર્યો. અને, સીધા ઋષિની પાસે જઇ તેણે પાણી માગ્યું. ઋષિ ધ્યાનમાં બેઠેલા હતા એટલે એમણે રાજાને જોયો નહિ, તેમ એમના શબ્દો પણ સાંભળ્યા નહિ. તરસથી રાજાનું ગળું સુકાતું હતું. તેણે ફરી બૂમ મારી પાણી માગ્યું. પણ આશ્રમમાં તે વખતે બીજું કોઇ હતું નહિ. કોઇ પાણી નથી પાતું અને કોઈ પોતાને બોલાવતું પણ નથી એ જોઈ રાજાને પોતાનું અપમાન થતું લાગ્યું. તેને એકદમ ક્રોધ ચડયો. ક્રોધના આવેશમાં તે બોલી ઊઠયો: ‘તું ઢોંગ કરી, આંખો મીંચી બેઠો છે. તારા મનમાં એમ છે કે આ ક્ષત્રિયો શું કરી શકવાના છે? પણ હમણાં હું તને ખબર પાડી દઉં છું.’

પછી આમતેમ નજર નાખી જોતાં એક વાડમાં એક મરેલો સાપ પડેલો રાજાએ દીઠો. ધનુષની અણીએ એ સાપને ઉપાડી રાજાએ સમાધિમાં બેઠેલા ઋષિ શમીકની ડોકમાં એ પહેરાવી દીધો.

ઋષિનો પુત્ર આશ્રમ બહાર બીજા છોકરાઓ ભેગો રમતો હતો. રાજાએ પોતાના પિતાનું અપમાન કર્યું છે એવું સાંભળી એ ક્રોધથી બોલી ઊઠયો: ‘આજથી સાતમે દિવસે મારો

મોકલેલો તક્ષક નાગ કરડવાથી આ દુષ્ટ રાજાનું મરણ થશે.' પછી એ આશ્રમમાં આવ્યો અને મોટે સાદે રોવા લાગ્યો. પુત્રના રૂદનથી પિતાનું ધ્યાન છૂટી ગયું. તેમણે આંખો ઉઘાડી. પોતાની ડોકમાં મરેલો સાપ જોઈ તેમણે તે ઉતારી ફેંકી દીધો અને પુત્રને રડવાનું કારણ પૂછ્યું. પુત્રે બનેલી બધી બિના કહી સંભળાવી. એ સાંભળી ઋષિને બહુ ખેદ થયો. રાજાએ પોતાનું અપમાન કર્યું એવું તો તેમને લાગ્યું જ નહિ. તે બોલ્યાઃ 'અરે પુત્ર, તેં આ શું કર્યું? આખા દેશનો રાજા આપણે ઘેર અતિથિ બનીને આવ્યો, પણ ભૂખ્યોતરસ્યો પાછો ગયો, અને ઉપરથી તેને તેં શાપ દીધો!' પછી ઋષિએ આ શાપના સમાચાર કહેવા માટે એક શિષ્યને રાજા પાસે મોકલ્યો.

આ તરફ રાજા પરીક્ષિત ઘેર પહોંચ્યો. થોડી વાર પછી તેનો ક્રોધ ઊતરી ગયો એટલે તેને પોતાના અપકૃત્ય માટે પશ્ચાત્તાપ થયો. પોતાના આ કૃત્યની સજા તે ઈશ્વરની પાસે માગવા લાગ્યો. એટલામાં શમીકના શિષ્યે આવી શાપની વીગત કહી સંભળાવી. એ સાંભળી રાજા બિલકુલ ગભરાયો નહિ, ઊલટો ખુશ થયો. મહેલ છોડી તે ગંગાતીરે ગયો, ઋષિમુનિઓનું શરણ લીધું અને અન્નનો ત્યાગ કર્યો. તેણે બ્રાહ્મણોને વિનતિ કરી કે મરવાથી હું બીતો નથી, પણ મારે મરણની સરસ તૈયારી કરવી છે માટે મને હરિકથા સંભળાવો. એવામાં છોકરાઓનો શોરબકોર સંભળાયો. સોળ વર્ષની ઉંમરનો, માથે છુટા વાળવાળો કોઇ બાળયોગી ત્યાં આવી ચડયો હતો. તેને ગાંડો સમજી છોકરાં તેની પાછળ પડયાં હતાં. પણ

એ તો મહાત્મા શુકદેવ હતા. તેમને જોતાં જ સૌ બ્રાહ્મણોએ ઊભા થઇ તેમને માન તથા ઉચ્ચાસન આપ્યું શુકદેવજી કોઇ ને ઘેર ગાય દોવાય એટલી વાર પણ ઊભા રહેતા નહિ, પણ પરીક્ષિતને સાત દિવસ સુધી તેમણે હરિકથા સંભળાવી. એને પરિણામે પરીક્ષિતને પરમાત્માનું જ્ઞાન થયું. શુકદેવજીના ગયા પછી પરીક્ષિત ઈશ્વરના ધ્યાનમાં લીન થઇને બેઠો, એવામાં બ્રાહ્મણને વેશે તક્ષક એની પાસે પહોંચી ગયો અને ડંખ દઈ એનો જીવ લીધો. પરીક્ષિતને તો મૃત્યુની જરાયે વેદના થઇ નહિ.



૧. ઈતિહાસકારો આ કથા આમ સમજાવે છેઃ તક્ષકનાગ ખરેખર નાગ નહોતો, પણ નાગ નામની મનુષ્યજાતિ દક્ષિણ હિંદમાં વસતી હતી, તેમનો તે રાજા હતો. શમીકનો પુત્ર તક્ષકનો મિત્ર હતો. તેણે પિતાના અપમાનનું વેર લેવા તક્ષકને તૈયાર કર્યો. બધી યોજના થઈ ગઇ, પછી તેણે પિતાને એ વાત કરી. ખુશ થવાને બદલે પિતા ગુસ્સે થયા. તેમણે પરીક્ષિતને વાત જણાવી દીધી. પરીક્ષિત સાધુ રાજા હતો. તે મૃત્યુથી ડરતો નહોતો, પણ મારનારા ડરતા હતા. તેથી તક્ષક બ્રાહ્મણને વેશે એના ઘરમાં ઘુસી ગયો અને એને મારી નાખ્યો. પરીક્ષિતના પુત્ર જનમેજયે આનું વેર વાળવા નાગ લોકોને પકડી પકડીને કાપવા માંડયા. લાંબો વખત વેર ચાલ્યા પછી છેવટે તેણે એ હિંસા બંધ કરી.

૨. ઋષિ ધ્યાનમાં બેઠેલા છે એવું પરીક્ષિત કેમ જોઇ શકયો નહિ? ઋષિપુત્રે પરીક્ષિતને શા માટે શાપ દીધો? પરીક્ષિતે પોતાનું અપમાન કર્યું એવું ઋષિને કેમ લાગ્યું નહિ? રાજાને મૃત્યુની વેદના કેમ ન થઈ? શુકદેવ ઉમરમાં ઘણા નાના, છતાં સૌએ તેમને આટલું બધું માન કેમ આપ્યું?



૨૨૯૭૭



# દેવહૂતિ

રાજા સ્વાયંભુવ મનુને દેવહૂતિ નામે ગુણિયલ પુત્રી હતી. તે ઉમર લાયક થઈ ત્યારે તેણે કર્દમ ઋષિની કીર્તિ સાંભળી. આ પરથી એણે ઋષિને વરવાનો સંકલ્પ કર્યો. આ સંકલ્પ એણે પોતાનાં માતાપિતાને જણાવ્યો. એનાં માતાપિતાએ કર્દમને જોયા પછી પોતાની સંમતિ આપવાનું જણાવ્યું. આથી રાજા, રાણી અને પુત્રી રથમાં બેસી કર્દમ ઋષિની શોધમાં નીકળ્યાં. ફરતાં ફરતાં તેઓ સરસ્વતી નદીને કિનારે બિંદુસર નામના આશ્રમમાં આવી પહોંચ્યાં. ત્યાં કર્દમ ઋષિએ તેમનો સત્કાર કર્યો. ત્યાં રહી તેમણે ઋષિની દિનચર્યા જોઇ પછી, પોતાની પુત્રી માટે એ યોગ્ય વર છે એમ લાગવાથી રાજાએ ઋષિની આગળ લગ્નની વાત કરી. ઋષિએ તે વિનતિ સ્વીકારી. રાજાએ રાણી તથા પુત્રીનો છેવટનો સ્પષ્ટ અભિપ્રાય પૂછ્યો. બંનેની સંમતિ મળતાં, દેવહૂતિ અને કર્દમનાં લગ્ન થયાં.

રાજારાણી ઋષિ અને પુત્રીની રજા લઇ ઘેર જવા નીકળ્યાં. પુત્રી બાપને ગળે વળગી પડી. પુત્રી પરના સ્નેહને લીધે મનુની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં, અને એ આંસુથી દેવહૂતિનો ચોટલો ભીંજાઇ ગયો. આ રીતે પુત્રી–જમાઈની રજા લઇ રાજારાણી ઘેર ગયાં.

દેવહૂતિ રાજકુંવરી હતી, મહેલમાં ઊછરી હતી, છતાં અહીં વનમાં શાંત ચિત્તે ઋષિની સેવા કરવા લાગી, અને

સખત પરિશ્રમ ઉઠાવવા લાગી. વખત જતાં ઋષિની સાથે તેણે તમામ તીર્થોની યાત્રા પણ કરી.

તેને કપીલ નામે એક પુત્ર તથા અનસૂયા નામે એક પુત્રી થઇ. કપીલ નાનપણથી જ બુદ્ધિશાળી હતો. શાસ્ત્રોના અભ્યાસમાં તેનું મન લાગેલું રહેતું હતું. કર્દમે જોયું કે પોતાના કરતાં પોતાનો પુત્ર વધારે વિદ્વાન અને જ્ઞાની છે, ત્યારે તેમણે તેને 'કપીલદેવ' કહી બહુ માનથી બોલાવવા માંડયો.

કપીલની કીર્તિ ધીમે ધીમે ફેલાતી જતી હતી. એથી સંતોષ પામી પિતાએ આશ્રમનો ભાર એને સોંપી એની રજા લઇ સંન્યાસ લઇ લીધો, અને ભગવાનમાં મન પરોવ્યું.

વખત જતાં દેવહૂતિને જ્ઞાનની ઇચ્છા થઇ. કપીલે માતાની આ ઇચ્છા જાણી તેને સમજાય તેવી સરળ ભાષામાં ઉપદેશ કર્યો. પછી, માતાની રજા લઈ, સંસારનો ત્યાગ કરી તેઓ પણ ચાલી નીકળ્યા. હવે બિંદુસરમાં એકલાં દેવહૂતિ રહ્યાં. પુત્રના ઉપદેશ પ્રમાણે તેમણે કઠોર તપસ્યા કરવા માંડી. દિવસમાં ત્રણ ત્રણ વખત નદીમાં નહાવાથી તેમના માથાના વાળ પીળા અને ગુંછળાંવાળા બની ગયા, શરીર દુબળું થઇ ગયું. પતિ અને પુત્ર યાદ આવતાં કોઇ કોઇ વાર તેમને ખૂબ દુઃખ થતું, તોપણ ધીમે ધીમે તેમણે ચિત્તની શાંતિ પ્રાપ્ત કરી અને પરમાત્માનાં દર્શન કર્યાં.



૧. કપીલ મુનિ 'આદિ વિદ્વાન્' કહેવાય છે. તેમણે રચેલું સાંખ્ય શાસ્ત્ર ખૂબ જાણીતું છે. તેઓ કયારે થઈ ગયા તે નક્કી થઈ શકતું નથી.

સરસ્વતી નદીને કાંઠે આવેલા બિંદુસર નામના આશ્રમમાં કપીલનો આશ્રમ હતો. ત્યાં દેવહૂતિની તપસ્યા સિદ્ધ થઈ તેથી તે સ્થળ 'સિદ્ધપદ'

ામે ઓળખાયું. ગૂજરાતમાં, સિધ્ધપુર ગામમાં બિંદુસરોવર નામે ઓળખાતી 'આ તે જ આ બિંદુસર હશે એમ કહેવાય છે.

૨. ક્ષત્રિય મનુની પુત્રી બ્રાહ્મણ કર્દમને પરણી છે, તથા મનુએ ાતાની પુત્રીનાં લગ્ન રાણી તથા પુત્રીની સંમતિથી કર્યાં છે; આ હકીકત રથી તે કાળના રીતરિવાજોનો આપણને ખ્યાલ આવે છે.



# ૫ ] સતી

દક્ષ નામે એક રાજા હતો. તેની સતી નામે એક પુત્રી મહાદેવને પરણી હતી. મહાદેવ જગતની પરવા વગરના, મસ્ત આદમી હતા. એકવાર એક સભામાં દક્ષ આવ્યા ત્યારે સૌએ ઊઠી તેમનો સત્કાર કર્યો. પણ મહાદેવ ઊઠયા નહિ. તે જોઇ દક્ષને તેમના પર ક્રોધ ચડયો. તે બોલ્યો: 'આ વાંદરા જેવી આંખોવાળા ભામટાને કોઇએ યજ્ઞમાં બોલાવવો નહિ.' થોડા વખત પછી દક્ષે પોતાને ત્યાં યજ્ઞ કર્યો. તેમાં તેણે મહાદેવને બોલાવ્યા જ નહિ. પિતાને ઘેર યજ્ઞનો ભારે મહોત્સવ થાય છે જાણી સતીને એ ઉત્સવમાં ભાગ લેવાનું, ને પોતાની બહેનો, બનેવીઓ તથા સગાં વહાલાંને મળવાનું મન થયું. મહાદેવે સતીને કહ્યુ: "તારા પિતાએ આપણને જાણીજોઇને બોલાવ્યાં નથી. તેને મારા પર રીસ છે ને તે રીસને લીધે કદાચ એ તારૂં પણ ત્યાં અપમાન કરશે, માટે તું ત્યાં ન જાય એ સારું."

પણ સતીને આ સલાહ ગળે ઊતરી નહિ. સગાંને મળવાનું તેમને ખૂબ મન હતું. વળી દક્ષની તે ખૂબ જ

માનીતી પુત્રી હતી, તેથી પિતા મને જોઇ ખુશ થશે એમ તેમને લાગતું હતું. પતિએ ના પાડી તેથી તેમની આંખમાં આંસુ આવી ગયાં. તેને પતિ પર ક્રોધ પણ ચડયો. આમ શોક અને ક્રોધને વશ થઇ તેમણે પગે ચાલતાં ઘર છોડયું. પાછળથી મહાદેવે પોતાના અનુચરો મોકલી તેમને યોગ્ય માનપૂર્વક દક્ષને ત્યાં પહોંચાડયાં.

સતી યજ્ઞશાળામાં જઇ ઊભાં. ચારે કોર માણસોની ઠઠ જામી હતી, અને ધમાધમ થઇ રહી હતી. માતા અને બહેનો સતીને જોઇ ખુશ થઇ, ને પ્રેમથી તેને મળી. પણ પિતા દક્ષે સતીની સામે પણ જોયું નહિ, બીજા કોઇએ પણ તેને બોલાવી નહિ. તેમણે બૂમ પાડી: ' અહીં મહાદેવનું આસન કયાં છે ? ' પણ કંઇ જવાબ મળ્યો નહિ. માતા, બહેનો અને માશીઓએ સતીને વાતમાં વાળવાનો બહુ પ્રયત્ન કર્યો, પણ એનું મન સળગી ઊઠયું હતું. ક્રોધથી દક્ષ સામે જોઇ એમણે ધગધગતી વાણીમાં અવાજ કર્યો: ' જે પિતા શિવની નિંદા કરે છે તેની પુત્રી કહેવડાવવામાં પાપ છે. અજાણે ખવાઇ ગયેલું અપવિત્ર અન્ન જેમ ઊલટી કરીને કાઢી નાખીએ તેમ આ દેહનો હું ત્યાગ કરું છું. '

આમ કહી સતી પીળું વસ્ત્ર પહેરી ઉત્તર દિશામાં બેઠાં, અને યોગથી અગ્નિ ઉત્પન્ન કરી બળી મુઆં. દક્ષ આ બધો વખત જોઇ રહ્યો, પુત્રીને તેણે મરતી રોકી પણ નહિ. સતીનું મરણ થતાં શિવના અનુચરો દક્ષને મારવા તૂટી પડયા, પણ તેમને પાછા હઠવું પડયું. આ બેવડા દુઃખના સમાચાર સાંભળી મહાદેવના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે

રુદ્રરૂપ ધારણ કર્યું, અને પોતાના બળવાન સેનાપતિ વીરભદ્રને સૈન્ય આપી દક્ષની સામે મોકલ્યો. આ સૈન્યે દક્ષના યજ્ઞમંડપને ઘેરો ઘાલ્યો અને હલ્લો કરી આખું મકાન તોડી નાખ્યું. યજ્ઞનાં વાસણો ફોડી નાખ્યાં, અગ્નિ હોલવી નાખ્યો, કુંડોને અપવિત્ર કર્યા. બ્રાહ્મણોને માર્યા, બાંધ્યા ને ભગાડયા, ભૃગુ ઋષિ બહુ મિજાજ કરતા હતા તેમનાં દાઢીમૂછ ખેંચીને ઉખાડી નાખ્યાં, કોઇની આંખો ફોડી નાખી, કોઇના દાંત તોડી નાખ્યા. વીરભદ્રે દક્ષને પકડયો ને એનું ગળું દાબી મારી નાખ્યો, પછી એનું માથું કાપી યજ્ઞમાં હોમી દઇ સૈન્ય લઇ એ પાછો ફર્યો.

સસરા–જમાઇના ઝઘડાનું આવું ભયંકર પરિણામ આવ્યું જોઇ જગતમાં ત્રાસ વ્યાપી ગયો. જેમણે મહાદેવનું અપમાન થવા દીધું હતું તેમણે સૌએ ખૂબ પશ્ચાત્તાપ કર્યો અને તેમની માફી માગી. મહાદેવે પ્રસન્ન થઇ દક્ષને સજીવન કર્યો. દક્ષે પણ હવે શિવની માફી માગી, અને તેમની મદદથી યજ્ઞ પૂરો કર્યો.



૧. સગાંસંબંધીઓના કલહ કેવી નજીવી વાતમાંથી ઉત્પન્ન થાય છે અને મિથ્યા ગર્વને લીધે તેનું કેવું ભયંકર પરિણામ આવે છે તે આ વાર્તા પરથી જણાય છે. એ ઝઘડા અને તેનું ભયંકર પરિણામ ટાળવાનો માત્ર એક જ ઉપાય છે અને તે નમ્રતા ધારણ કરવાનો છે.

૨. 'સતી'ની કથા તમારા શબ્દોમાં લખો.



# ધ્રુવ

ઉત્તાનપાદ નામે એક રાજા હતો. તેને બે રાણીઓ હતી, નાની માનીતી અને મોટી અણમાનીતી. માનીતીના છોકરાનું નામ ઉત્તમ હતું, ને અણમાનીતીના છોકરાનું નામ ધ્રુવ હતું. રાજા માનીતી રાણીનું કહ્યું એટલું બધું માનતો કે એણે અણમાનીતીને પોતાના મહેલમાંથી કાઢી મૂકી હતી ને દાસી કરતાં પણ એની ભૂંડી દશા કરી હતી.

એક દિવસ રાજા બેઠો હતો, એટલામાં માનીતીનો છોકરો આવી એના ખોળામાં બેઠો. રાજા એને વહાલથી રમાડવા લાગ્યો. આ જોઈ ધ્રુવને યે રાજાના ખોળામાં બેસવાની ઇચ્છા થઈ, પણ રાજાએ એને બોલાવ્યો નહિ. ત્યાં તો માનીતી રાણી બોલી ઊઠી: 'અલ્યા ધ્રુવ, તારે તે વળી રાજાના ખોળામાં બેસવાના શા ભાવ? ભગવાનનું તપ કરો, ફરી મારે ખોળે અવતાર લઈશ ત્યારે જ તું રાજગાદીને લાયક થઈશ.'

માથા પર લાકડી પડતાં સાપ જેમ ક્રોધથી ફુંફાડા મારે તેમ જોરથી શ્વાસ લેતો ધ્રુવ, રોતો રોતો માની પાસે ગયો. બનેલી બિના સાંભળી મા બહુ દુઃખી થઈ. તે બોલી: 'બેટા, ઉત્તમની માએ સાચું જ કહ્યું છે. હું એવી અભાગણી છું કે મારે ખોળે જન્મી તું લગીરે સુખી થયો નહિ. માટે એના કહેવા મુજબ ભગવાનનું તપ કરી કાંઇ માગી લે.'

આ સાંભળી ધ્રુવે ઘર છોડયું, ગામ છોડયું. સાવકી માનાં વચન એના કાળજામાં એવાં ચોંટી ગયાં હતાં કે

રસ્તામાં નારદ મળ્યા, તેમણે એને સમજાવી ઘેર પાછો વાળવા બહુ કોશીશ કરી, પણ એણે માન્યું નહિ. એનો અડગ નિશ્ચય જોઇ નારદે એને તપ કેવી રીતે કરવું, કયાં જઈને કરવું અને ભગવાનને કેવી રીતે ઓળખવા તે બતાવ્યું.

ધ્રુવ ઘર છોડી વનમાં જતા રહ્યા છે સાંભળી રાજાને ખૂબ પસ્તાવો થયો, પણ માનીતી રાણી આગળ એનું કાંઈ ચાલતું નહોતું. મનમાં તે ધ્રુવને યાદ કરી બેસી રહ્યા.

આ વખતે ધ્રુવની ઉમર માત્ર પાંચ વરસની હતી. જમુના નદીના કિનારે મધુવનમાં જઇ એણે તપ કરવા માંડયું. હઠ એ બાળકનું સૌથી મોટું હથિયાર છે. પાંચ વરસના બાળકને બીજું તો શું આવડે? એટલે એણે ભગવાનની સામે હઠ માંડી. પહેલાં ત્રીજે ત્રીજે દિવસે થોડાંક ફળ ખાધાં, એમ પહેલો મહિનો કાઢયો. પછી છઠ્ઠે છઠ્ઠે દિવસે ખરી પડેલાં ઘાસ પાંદડાં ખાધાં, એમ બીજો મહિનો કાઢયો. પછી નવમે નવમે દિવસે માત્ર પાણી પીધું, એમ ત્રીજો મહિનો કાઢયો. પછી બારમે બારમે દિવસે માત્ર શ્વાસ લીધો, આમ ચોથો મહિનો કાઢયો. પાંચમે મહિને શ્વાસ રોકીને એક પગે સ્થિર ઊભો, એનું મન ભગવાનમાં સ્થિર થઇ ગયું.

છેવટે, ભગવાને એને દર્શન દીધાં. એણે આંખો ઉઘાડી. સામે ભગવાનને ઊભેલા જોયા, પણ તેમની સ્તુતિ શી રીતે કરવી એ તેને આવડતું નહોતું. ભગવાને એના કપાળમાં શંખ અડાડયો. એને જ્ઞાન થઇ ગયું. ધ્રુવે ધરાઇને તેમની સ્તુતિ કરી. પછી ભગવાને તેને કહ્યું: 'તારે શું જોઇએ

છે તેની મને ખબર છે. જા, તને તારા પિતાનું રાજ્ય મળશે, તું અનેક વર્ષ રાજ્ય કરીશ, ને છેવટે ધ્રુવ (અચળ) લોકને પામીશ.' આમ કહીને ભગવાન અદૃશ્ય થઇ ગયા.

ધ્રુવ ઘેર આવવા નીકળ્યા, પણ વાટમાં તેમને પસ્તાવો થયો કે ભગવાન પાસેથી માગી માગીને આ શું માગ્યું ! મારે આ વૈભવ અને રાજ્યને શું કરવું છે ? મારા ભાઇ ઉત્તમને હું શા માટે મારો દુશ્મન ગણું છું ! હું મૂર્ખ છું, કમનસીબ છું, રોગી છું !

ધ્રુવની આશા છોડી બેઠેલા રાજાને ધ્રુવના પાછા આવવાના સમાચાર સાંભળી એટલો આનંદ થયો કે એ, પોતાની રાણીઓ, પ્રધાનો, બ્રાહ્મણો, તથા નગરજનો સાથે વાજતે ગાજતે ધ્રુવનું સામૈયું કરવા નીકળ્યા. દૂરથી ધ્રુવને આવતો જોઈ તે રથમાંથી ઊતરી પડયા. તેમની આંખોમાંથી, આ વખતે દડદડ આંસુ પડવા લાગ્યાં, અને એ આંસુથી ધ્રુવનું માથું ભીનું ભીનું થઈ ગયું.

પિતાને પગે લાગી, તેમના આશીર્વાદ લઇ, ધ્રુવ સાવકી માને પગે લાગ્યા. સાવકી મા, આ વખતે તેમને ભેટી. તેની આંખમાં આંસુ આવ્યાં અને તે બોલી : 'બેટા, ઘણું જીવો ! '

પછી ઉત્તમ અને ધ્રુવ મળ્યા. પછી ધ્રુવ માતાને મળ્યા. માતાનું હૈયું પુત્ર ફરી મળવાથી આનંદથી છલકાવા લાગ્યું. ધ્રુવ અને ઉત્તમને હાથી પર બેસાડી ધામધૂમપૂર્વક રાજાએ ગામમાં ફેરવ્યા. લોકોએ ઠેરઠેર તોરણો બાંધ્યાં, કેળના થંભ રોપ્યા, બારણે બારણે ફૂલપાંદડાં ને મોતીનાં

તોરણો લટકાવ્યાં ને દીવા કર્યા, શેરીએ શેરીએ લોકોએ ધ્રુવને અક્ષત-ચંદન, ને ફળ-ફૂલથી વધાવ્યા, અને તેમની પૂજા કરી.

ધ્રુવ પુખ્ત ઉમરના થતાં પિતાએ તેમનો રાજ્યાભિષેક કર્યો, અને સંસારનો ત્યાગ કરી પોતે વનમાં ગયા.



ધ્રુવ ખરેખર ક્ષત્રિય હતો, તેથી સાવકીમાનાં કડવાં વેણ એનાથી સહન ન થયાં. ભગવાનનાં દર્શન કર્યા વગર પાછા ન ફરવાનો એનો નિશ્ચય પણ ક્ષત્રિયને શોભે તેવો હતો. રાજા થયા પછી સાચા ક્ષત્રિયને શોભે તેવી રીતે તેમણે ન્યાય અને ધર્મ પ્રમાણે ચાલી પ્રજાનું પાલન કર્યું. એમના ભાઇ ઉત્તમને મૃગયા રમવા જતાં વનમાં કોઇ યક્ષે મારી નાખ્યો, ઉત્તમની મા એ દુઃખ ન ખમાવાથી વનમાં જઇ બળી મરી. આ અપકીર્તિ ટાળવા ધ્રુવે યક્ષો પર ચડાઇ કરી, અનેકને મારી તોબા પોકરાવી હતી.

૨. આ વાર્તા પરથી જાણવા મળે છે કે કુસંપ, અને કુટુંબકલહોનું એક કારણ અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ હતો. ગાદીનો, સત્તાનો લોભ એ બીજું કારણ હતું.

૩. સાવકી માએ ધ્રુવને એના પિતાના ખોળામાં કેમ ન બેસવા દીધો ? ધ્રુવની માતાએ ' હું અભાગણી છું ' એમ શા માટે કહ્યું ? ભગવાનનાં દર્શન કરી ઘેર પાછા આવતાં ધ્રુવને પસ્તાવો કેમ થયો ? ઘેર આવીને ધ્રુવ પહેલો સાવકી માતાને કેમ પગે લાગ્યો ? ગામમાં પેસતાં રાજાએ ધ્રુવની સાથે ઉત્તમને હાથી પર શા માટે બેસાડયો ? અને તેમણે ધ્રુવને શા માટે ગાદી આપી ?



# વેન

અંગ નામે રાજા હતો. તેને વેન નામે એકનો એક પુત્ર હતો. રાજાનો પુત્ર, વળી એકનો એક, એટલે તે ખૂબ લાડપાનમાં ઊછર્યો હતો. નાનપણથી જ તે તોફાન મારફાડ કરતો હતો. મોટો થતો ગયો, તેમ તેમ તેનું તોફાન વધતું ગયું. મૂંગાં પશુ પક્ષીઓની તે વિના કારણ હિંસા કરવા લાગ્યો, સાધુઓ અને ગરીબોને વગર વાંકે સતાવવા લાગ્યો, નાનાં બાળકોને ઊંચાં કરી પછાડવા લાગ્યો. આખા ગામમાં વેનનો એવો ત્રાસ ફેલાઇ ગયો કે વેન આવ્યો સાંભળીને સૌ ઘરમાં સંતાઇ જતાં. રાજાએ વેનને ઘણો સમજાવ્યો, પણ પથ્થર પર પાણી !

દિવસે દિવસે વેનનો ત્રાસ એટલો વધતો ગયો કે એ જોઇ રાજાનું મન એ પુત્ર પરથી અને સંસાર પરથી ઊઠી ગયું. એક મધરાતે એ રાણી તથા પુત્રને ઊંઘતાં મૂકી ઘર તજી જંગલમાં જતો રહ્યો. એ કયાં ગયો તેની કોઇને ખબર પડી નહિ.

પ્રધાનોએ ઋષિમુનિઓની સભા બોલાવી, અને રાજા ગુમ થયાનું જાહેર કર્યું. ઋષિઓએ વેનને રાજગાદી સોંપી.

વેન થોડોક વખત તો સારી રીતે ચાલ્યો, પણ પછી એનો ઘમંડી ક્રૂર સ્વભાવ પ્રકટ થયો. હવે હાથમાં સત્તા આવી હતી, એથી એનો ગર્વ અનેક ગણો વધી ગયો. એ પોતાને જ શ્રેષ્ઠ માનવા લાગ્યો. ‘હું જ ઇશ્વર છું અને હું જ ધર્મ છું. મારી જ પૂજા થવી જોઇએ, અને મારા જ કહેવા

પ્રમાણે સૌએ ચાલવું જોઇએ.' આમ તે કહેવા લાગ્યો.

તેણે રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો કે કોઇએ યજ્ઞ કરવો નહિ, કોઇએ દાન કરવું નહિ, કોઇએ ઇશ્વરનું નામ લેવું નહિ.

એક તરફ રાજાનો આવો ત્રાસ હતો, અને બીજી તરફ ચોર લુંટારાઓએ લૂંટફાટ શરૂ કરી દીધી હતી. બે છેડે સળગતા લાકડાની વચમાં કીડો સપડાય તેમ પ્રજા રાજા અને લુંટારાઓના ત્રાસમાં સપડાઇ હતી. ઋષિમુનિઓથી પ્રજાનો આ ત્રાસ સહન થયો નહિ. તેઓ ભેગા થઇ વેનની પાસે ગયા અને બોલ્યા: 'પ્રજાનું રક્ષણ કરવું એ તમારો ધર્મ છે, અને તે તમારે પાળવો જોઇએ. લોકો યજ્ઞો કરે છે અને ઇશ્વરની પૂજા કરે છે, તમારે પણ તે પ્રમાણે કરવું જોઇએ.'

આ સાંભળી વેન ગુસ્સે થઇ ગયો. તે બોલ્યો: 'તમે સૌ મૂર્ખ છો, તમે સૌ અધર્મને ધર્મ કરી માનનારા છો. રાજા સિવાય બીજો ઇશ્વર દુનિયામાં કોણ છે? માટે તમારે સૌએ ડાહ્યા થઇ મારું જ પૂજન કરવું જોઇએ, મારી જ ભક્તિ કરવી જોઇએ.'

ઘણું સમજાવ્યા છતાં જ્યારે વેન માન્યો નહિ, ત્યારે ઋષિઓએ ક્રોધે ભરાઇ, લોકોના ભલા ખાતર એને મારી નાખ્યો.

રાજાનું મરણ થયાના ખબર દેશમાં ફેલાતાં, ચોર લુંટારાઓને ખૂબ ફાવી ગયું. ગામડે ગામડે ધાડો પડવા માંડી, લોકોનાં ઘરબાર લુંટાવા લાગ્યાં, વેપાર ધંધો અટકી પડયો. ઋષિમુનિઓ બોલી ઊઠયા : 'આ મારફાડ, ચોરી અને ખુનામરકી આપણે મૂંગા મૂંગા જોઇ રહીશું તો

ફૂટેલા વાસણમાંથી પાણી જતું રહે તેમ આપણું તપ નાશ પામશે.'

ફરી ઋષિઓ ભેગા થયા. રાજા વેનને બે પુત્રો હતા, તેમને બોલાવ્યા. મોટો દીકરો વેનના જેવો જ દુષ્ટ સ્વભાવનો હતો. તેણે રાજા થવાનો પોતાનો હક રજૂ કર્યો. ઋષિઓએ એને કહ્યું, બેસ, બેસ. પછી નાના દીકરા પૃથુને લાયક જાણી ઋષિઓએ રાજા તરીકે પસંદ કર્યો અને ગાદીએ બેસાડયો. ઋષિઓની પરીક્ષા સાચી ઠરી, પૃથુ યોગ્ય રાજા નીવડયો.



૧. રાજાનો ધર્મ રૈયતનું પાલન કરવાનો છે. રાજા એ ધર્મ બરાબર બજાવે છે કે નહિ તે બ્રાહ્મણોએ જોવાનું છે. રાજાએ **રૈયતની ઇચ્છાને અનુસરી** ન્યાય અને નીતિથી ચાલવું જોઇએ. રાજા જો પોતાની ફરજ ચૂકે તો રૈયત એને ગાદી પરથી દૂર કરી શકે. પ્રાચીન કાળમાં દેશમાં આવો નિયમ હશે એમ આ વાર્તા પરથી સમજાય છે.

૨. રાજા અંગ કુપુત્રની બીકે ગાદી છોડી વનમાં નાસી ગયો એ એણે યોગ્ય કર્યું ? તો એણે શું કરવું જોઈતું હતું ? ઋષિ મુનિઓએ ક્રોધ કર્યો, અને વેનને મારી નાંખ્યો–આવું કૃત્ય તપસ્વી બ્રાહ્મણોને શોભે છે ? તેમને એટલી હદે જવાની શી જરૂર પડી ?

૩. રાજા વેનના વખતની ગામડાંની સ્થિતિ કેવી હશે તેનો વિચાર કરો.



## [ ૮ ] પૃથુ

બ્રાહ્મણોએ પૃથુને રાજા તરીકે પસંદ કર્યો અને ગાદીએ બેસાડયો ત્યારે ભાટચારણો રાજાની સ્તુતિ ગાવા લાગ્યા. તે

જોઇ પૃથુ બોલ્યો: ‘ તમે હજી મારા ગુણ જોયા નથી, મારા ગુણની હજી પરીક્ષા પણ થઇ નથી, એટલે આજે મારી સ્તુતિ થાય તે યોગ્ય નથી. વળી ગુણવાળા માણસની પણ સ્તુતિ એના દેખતાં ન કરવી જોઇએ. ’

રાજાના આ બોલ પરથી સૌને લાગ્યું કે આ રાજા ગાદીને શોભાવશે. અને બન્યું પણ તેવું જ.

પૃથુ ગાદીએ આવ્યો ત્યારે દેશમાં બધે અંધાધુંધી ચાલતી હતી, ચોર લુંટારાઓનો ત્રાસ ઘણો હતો. પૃથુએ પહેલું કામ રાજ્યમાં શાંતિ સ્થાપવાનું કર્યું. તેણે ચોર લુંટારાઓને સજા કરી. તેણે કહ્યું: ‘ મારો દીકરો અપરાધી હશે તો તેને પણ હું સજા કરીશ.’

બ્રાહ્મણો, પ્રધાનો, નગરના લોકો, ગામડાંના લોકો વગેરેને મળી તેમની સલાહ લઇ તે રાજ્ય ચલાવતો; સૌને પોતાનાં દુઃખ રાજાની આગળ રજૂ કરવાની છૂટ હતી. તે વખતે જમીન ઘણી ડુંગરાળ અને અણખેડાયેલી હતી, લુંટફાટ અને અંધાધુંધીમાં લોકોનાં ઘરબાર લુંટાઈ ગયાં હતાં, ખેતરોમાં અનાજ પાકયું નહોતું, અસંખ્ય લોકો ભૂખે રીબાતા હતા, ખેતી કરનારાઓની પાસે વાવણી કરવા જેટલું બી નહોતું, અને હજારો લોકોની પાસે ખેડી ખાવા જમીન નહોતી. આવા ભૂખે રીબાતા લોકોનાં ટોળાં આવી રાજાની આગળ ‘અમે મરી જઇએ છીએ, અમને ખાવાનું આપો,’ એવી બુમો પાડવા લાગ્યાં. પૃથુને લાગ્યું કે આ દુઃખનો ઉપાય કરવો જ જોઇએ. તેથી તેણે સૈન્ય તૈયાર કર્યું અને તે અણખેડાયેલા ડુંગરાળ પ્રદેશો જીતવા ઊપડયો.

થોડા વખતમાં એણે ઘણો પ્રદેશ કબજે કર્યો. તે પ્રદેશમાં આ લોકોનો તેણે વસવાટ કરાવ્યો. ખડકો તોડાવી ડુંગરાળ જમીન એકસરખી કરાવી, ચોમાસાનું પાણી નદીનાળાંમાં રોકાઈ રહે અને લોકોને બારે માસ પાણી મળે એવી વ્યવસ્થા કરી, અનેક પ્રકારનાં ધાન ઉગાડયાં, વૃક્ષો ને વનસ્પતીઓ ઉગાડી, પર્વતો ને જંગલોમાંથી કીમતી ઔષધિઓ શોધાવી, લોકો જે હુન્નર ઉદ્યોગો ભૂલી ગયા હતા તે પાછા ચાલુ કરાવ્યા; આ બધાને લીધે તેની પ્રજા પૈસેટકે સમૃદ્ધ અને સુખી થઈ. તેના રાજ્યનો વિસ્તાર વધ્યો, અને આબાદી વધી, ચોરલુંટારાઓ ચોરી ને લૂંટફાટ કરવી બંધ કરી ગૃહસ્થો બનીને બેઠા અને ખેતી કરવા લાગ્યા. શાસ્ત્રોનો અભ્યાસ બંધ થઇ ગયો હતો તે ફરી જોસથી ચાલવા લાગ્યો.

રાજ્યની આબાદી વધી એટલે રાજાએ યજ્ઞો કરવા માંડયા. નવાણું યજ્ઞ પૂરા કર્યા, ને સોમો શરૂ કર્યો. આ વખતે દેશમાં જૈન અને બૌદ્ધ ધર્મનું જોર વધતું જતું હતું–તેની અસર રાજા ઉપર પણ થઇ, રાજાએ બ્રાહ્મણોની સલાહથી સોમો યજ્ઞ અડધેથી બંધ રાખ્યો.

વૃદ્ધાવસ્થામાં પુત્રને ગાદી સોંપી પૃથુએ વનવાસ સ્વીકાર્યો, ને ઉપવાસો કરી દેહનો ત્યાગ કર્યો. તેની રાણી પણ તેની સાથે વનમાં ગઈ હતી. તે પતિની સાથે ચિતામાં બળી સતી થઇ.



૧. આ મૂળ કથામાં 'ઈન્દ્રે જન, બૌધ્ધ વગેરે પાખંડી પંથો ઉત્પન્ન કર્યા ને તેમાં લોકો તણાવા લાગ્યા.' એવું લખેલું છે. તેની જ અસરથી સોમો યજ્ઞ બંધ થયો હતો. આ પરથી લાગે છે કે આ કાળમાં જૈનો,

બૌધ્ધો વગેરેની સાથે બ્રાહ્મણોને ઝઘડા થતા હશે, બંને એક બીજાને પાખંડી કહેતા હશે. સમય વરતી કોઈ વાર બ્રાહ્મણો યજ્ઞો બંધ કરવાની પણ રાજાને સલાહ આપતા હશે, ને એમ કરી જૈનો બૌધ્ધોનું બળ ઓછું કરી દેતા હશે.

૨. પૃથુની કથા પરથી લાગે છે કે આ કાળમાં આર્યોએ જંગલો કાપી નવી વસાહતો સ્થાપી હશે, ને રાજાની તેમને પૂરી મદદ હશે.

૩. પૃથુ ગાદીએ આવ્યો ત્યારે દેશમાં કેવી સ્થિતિ હતી? તે સ્થિતિ તેણે કેવી રીતે બદલી નાખી?

૪. 'રૈયતનું મન રંજન કરે તે રાજા'-આ વચન પૃથુને કેવી રીતે લાગુ પડે છે તે કહો.



## [ ૯ ] ઋષભદેવ

નાભિ નામે એક રાજા હતા. મેરૂદેવી તેમની રાણી હતી. મોટી ઉમરે તેમને એક પુત્ર થયો. તેનું નામ તેમણે ઋષભ (એટલે શ્રેષ્ઠ) પાડયું. પુત્ર કિશોર વયનો થતાં તેનો રાજ્યાભિષેક કરી તેને બ્રાહ્મણોના હાથમાં સોંપી રાજા ને રાણી બદરિકાશ્રમ જઇ રહ્યાં અને ત્યાં જ આયુષ્ય પૂરું કર્યું.

કિશોર ઋષભ ગુરુને ઘેર ભણવા ગયો. ઘણાં વર્ષ સુધી ત્યાં રહી તેણે વિદ્યાભ્યાસ કર્યો. પછી રાજ્યની લગામ હાથમાં લીધી, ને ધર્મ તથા નીતિને રસ્તે રૈયતનું પાલન કર્યું.

મોટો પુત્ર ભરત ઉમર લાયક થતાં તેને રાજ્યકારભાર સોંપી ઋષભદેવે સંસારનો ત્યાગ કર્યો. તેમનું મન ઇશ્વરમાં એવું લાગેલું હતું કે કોઇની સાથે વાત કરવાનીયે તેમને ગમતી નહિ, કોઇ બોલાવે તો જાણે સાંભળતા જ નથી. જાણે

કંઇ દેખતા નથી, જાણે કંઈ સમજતા નથી. માથાના વાળ વિખરાયેલા ને કપડાંનું કંઈ ઠેકાણું નહિ. આવી મૂઢ જેવી અવસ્થામાં ઋષભદેવ બધે ફરવા લાગ્યા. છોકરાં તેમને ગાંડો માની તેમના પર કાંકરા નાખવા લાગ્યાં ને પાછળ હો હો કરી ધૂળ ઉડાડવા લાગ્યાં. કેટલાક નીચ લોકો એમનો તિરસ્કાર કરતા, ગાળો દેતા ને મારતા પણ ખરા. પણ વનનો હાથી માખીઓની પરવા ન કરે તેમ ઋષભદેવને કશાની પરવા નહોતી. ખેતરોમાં, જંગલોમાં, કાંટાકાંકરામાં તેઓ ભમ્યા કરતા.

આમ રખડપાટથી તેમનું શરીર કાળું, ને મલીન થઈ ગયું. માથાના વાળ ગુંછળાંવાળા ને પીળા થઇ ગયા.

પછી તેમણે અજગરની પેઠે એકને એક ઠેકાણે પડી રહેવા માંડયું, ને યોગની સાધના કરવા માંડી.

વળી ફરી તેમણે ઘેલાની પેઠે ફરવા માંડયું. આમ ફરતા ફરતા તેઓ દક્ષિણ હિંદમાં ગયા. ત્યાં એક જંગલમાં ભયંકર દાવાનળ સળગ્યો ને એ દાવાનળમાં ઋષભદેવનો દેહ બળીને ભસ્મ થઇ ગયો.



## [ ૧૦ ] ભરત

ઋષભદેવના પુત્ર ભરતે એવી સુંદર રીતે રાજ્ય કર્યું કે એમના નામ પરથી દેશનું નામ ‘ભરતખંડ’ પડ્યું. વૃદ્ધ વયે રાજ્ય પુત્રોને સોંપી તેમણે વનવાસ

સ્વીકાર્યો. ગંડકી નદીને કિનારે આશ્રમ બાંધી તેઓ રહેવા લાગ્યા ને ઇશ્વરનું સ્મરણકીર્તન કરવા લાગ્યા.

એક દિવસ સવારે સ્નાન–સંધ્યા કર્યા પછી ભરત ઇશ્વરનું નામ જપતા નદીકિનારે બેઠા હતા. એવામાં એક મૃગલી નદીમાં પાણી પીવા આવી. હજી તો એ પાણી પી રહી નથી ત્યાં ઓચિંતી સિંહની ગર્જના સંભળાઇ. ગર્જના સાંભળી મૃગલી એવી બીની કે નાસી છૂટવા છલંગ મારી તે સામે કિનારે કૂદી. કૂદી તો ખરી, પણ ભય અને આઘાતથી તેનું બચ્ચુ નદીના પાણીમાં પડી ગયું, અને એ પોતે સામે કિનારે પડી તેવી જ મરી ગઈ. બચ્ચુ પાણીમાં તણાવા લાગ્યું.

કિનારે બેઠેલા ભરત મુનિએ આ જોયું. તેમનું હ્રદય દયાથી ભરાઈ આવ્યું. તરત જ પાણીમાં ઝંપલાવી તેમણે એને બહાર કાઢ્યું અને પોતાના આશ્રમમાં લઇ ગયા. મા વિનાના આ અનાથ બચ્ચાની ભરતજી રોજ સંભાળ લેવા લાગ્યા, તેને માટે વનમાંથી કુંણું તાજું ઘાસ વીણી લાવતા, કોઇ પશુ તેને રંજાડ કરે નહિ તેની સંભાળ રાખતા, તેને રમાડતા, પંપાળતા, ને લાડ કરતા. દિવસે દિવસે મુનિનો વધારે ને વધારે વખત આ મૃગના બચ્ચા પાછળ જવા લાગ્યો. તેમને મૃગ પ્રત્યે મમતા પેદા થઇ. તેમને થયું કે 'આ મૃગનું કોઇ રણીધણી નથી. હું તેની મા છું, બાપ છું, ભાઇ છું, ને નાત છું. હું એની સંભાળ ન લઉં તો કોઇ એને સાચવનારું નથી.' આવા ભાવથી તેઓ મૃગને દિવસ ને રાત પોતાની સાથે ને સાથે રાખવા લાગ્યા. ફળફૂલ વીણવા જાય ત્યારે પણ, વખતે મારી ગેરહાજરીમાં કોઇ

વરૂ કે કૂતરું એને મારી નાખે એ બીકે એને પોતાની સાથે જ લઈ જતા, જંગલમાં ભમતાં બિચારું થાકી ગયું હશે કહી ઘણીવાર એને ખભે ઊંચકી લેતા, ખોળામાં લઇ કે છાતીએ દાબી એને ઘણી વખત રમાડતા, પૂજાપાઠ કરતાં કરતાં પણ ઊઠીને એની ખબર કાઢતા, ઘડીક બચ્ચું ક્યાંક આઘું પાછું થયું હોય તો બહાવરા બની જતા, ને એને ખોટું તો નહિ લાગ્યું હોય કહી ખૂબ ચિંતા કરતા.

આમ, મુનિ ઇશ્વરને ભૂલી મૃગલાનો જ વિચાર કરતા થઇ ગયા. એમ કરતાં એમનો અંતકાળ પાસે આવ્યો. તે વખતે પણ એમની પથારી પાસે મૃગ બેસી રહેતું, ને મુનિ મૃગની સામે ટગર ટગર જોઇ રહેતા, ને નિસાસો નાખતા કે મારા મરણ પછી આ અનાથ મૃગલાનું બિચારાનું શું થશે ? છેવટે, એ મૃગનું જ સ્મરણ કરતાં કરતાં, એમનું મરણ થયું—ઈશ્વર ભુલાઈ ગયો.



૧. જે કાર્ય હાથમાં લીધું હોય તે એકચિત્તે કરવું જોઇએ. આડાં-અવળાં અનેક કામો એક સાથે ઉપાડવાથી એકે કામ પાર પડતું નથી. મુખ્ય કાર્ય કયું છે ને ગૌણ કાર્ય કયું છે તે બરાબર સમજવું જોઈએ. આ સમજણને વિવેક કહે છે. એ વિવેક ન કરી શકવાને લીધે ભરતજી મૃગની સંભાળને મુખ્ય કાર્ય માની બેઠા, ને ઈશ્વરને ભૂલી ગયા.

૨. ભરતે મૃગને પાણીમાંથી ન બચાવ્યું હોત તો સારૂં કહેવાત ? મુનિના મરણ પછી મૃગનું શું થયું હશે ?

૩. દયા સારો ગુણ છે. મુનિએ મૃગ પર દયા બતાવી એ સારૂં હતું. પણ દયામાંથી મમતા થઈ ત્યારે વાત બગડી. મૃગ છેવટ લગી અનાથનું અનાથ રહ્યું. ન એને વનમાં જઇ ચરી ખાતાં આવડયું, ન મુનિ ઇશ્વરનું સ્મરણ કરી શકયા. બેય બગડયાં.



# [૧૧] જડભરત

કોઈ એક બ્રાહ્મણને ભરત નામે એક પુત્ર હતો. નાનપણથી તે સાધુસંતોની સોબતમાં રહ્યા કરતો. એ સોબતને પરિણામે એક વાત એના મનમાં બરાબર ઠસી ગઈ હતી કે ઇશ્વરને જાણ્યા પછી જગતમાં બીજું કંઇ જાણવા જેવું રહેતું નથી. ભરત હમેશાં આની આ ધૂનમાં રહેવા લાગ્યો, કોઇની સાથે બોલે નહિ, ચાલે નહિ; જાણે કશું દેખતો નથી, સાંભળતો નથી, સમજતો નથી. શરીરે એ જરા જાડો હતો, તેથી લોકોએ માન્યું કે બુદ્ધિમાં પણ એ એવો જ જાડો છે. સૌ એને જડ સમજતા ને તેથી એને જડ ભરત કહેતા.

ઉમરલાયક થતાં બાપે એને જનોઇ દીધી, અને બ્રાહ્મણ બાળકને યોગ્ય આચારવિચારના નિયમો શીખવવા માંડયા. ભરતને આવું કશું શીખવું ગમ્યું નહિ. તે અગડં બગડં પાઠ બોલવા લાગ્યો, ને આચારવિચારમાં ભૂલો કરવા લાગ્યો. એક જ મંત્ર ભણાવવા પાછળ એના બાપે ચાર મહિના લગી મહેનત કરી, પણ મંત્રનું માથું કે પગ કંઈ જ ભરતને આવડયું નહિ. દીકરાને પંડિત બનાવવાની ઇચ્છાવાળા બાપને આથી ખૂબ નિરાશા થઈ અને એ દુઃખમાં તેનું મરણ થયું. ભરતની માતા પતિની પાછળ સતી થઈ.

ભરતને જડ સમજી એના બીજા ભાઈઓએ બાપની મિલકતમાંથી એને કંઈ ભાગ ન આપ્યો, ભરતે માગ્યો યે નહિ. એ હવે ગામમાં ફાવે તેમ ફરવા લાગ્યો. ટાઢ, તડકો કે વરસાદ કશાની એમને પરવા નહોતી. ભૂખ લાગે ત્યારે માગી ભીખીને, મજૂરી કરીને, જે કાંઈ થોડું ઘણું, ખારું ખાટું, તાજું કે વાશી મળે તેથી ચલાવી લેતા; સ્વાદની તો એમને પડી જ નહોતી. કપડાં મેલાં હતાં, જનોઈ પણ મેલથી કાળું થઈ ગયું હતું. રાત્રે જ્યાં જગા મળે ત્યાં પડી રહેતા. ધૂળમાં, કાંકરામાં, રસ્તા પર કે ઓટલા પર, ક્યાંયે પડી રહેવાનું એમને દુઃખ નહોતું, શરમ તો હતી જ નહિ.

આવી દશામાં રહેતા, ને મજૂરીના બદલામાં લોકોને ઘેર ખાવાનું માગી ખાતા ભરતને જોઈ એમના ભાઈઓને શરમ આવી. તેમણે તેને ખેતરમાં કામ કરવા રાખ્યા ને ખાવાનું આપવાનું કબુલ કર્યું. ભરતે ખેતરમાં બતાવ્યું તે કામ કરવા માંડ્યું, પણ અહીં ખાતર છે, અહીં નથી, અહીં જમીન ઊંચી છે, અહીં ખાડો છે એવી કશી એમને ખબર પડતી નહિ. ખાવામાં પણ કણકી, ખોળ, ફોતરાં, સડેલા અડદ કે બળેલું અનાજ જે મળે તે ખાઈ લેતા.

એક વખત રહૂગણ નામનો રાજા પાલખીમાં બેસી કપીલ મુનિના આશ્રમમાં જતો હતો. રસ્તામાં તેને એક પાલખી ઊંચકનારની જરૂર પડી. કોઈને વેઠે પકડી લાવવા એણે પોતાના માણસોને મોકલ્યા. એ માણસોએ જડ ભરતને જોયો. આનું અલમસ્ત શરીર ગધેડાની પેઠે ભાર

ઉપાડી શકે એવું છે એમ સમજી તેઓ તેને વેઠે પકડી ગયા. બીજા ભોઇઓની સાથે ભરતે પણ પાલખી ઉપાડી. ભોઇઓ ઝડપથી ચાલતા હતા, પણ ભરત તો વખતે પગ નીચે કોઇ જીવ જંતુ કચડાઇ જાય એ બીકે નીચું જોઇ ધીરે ધીરે ડગલાં ભરતા હતા. આથી પાલખીને આંચકા લાગતા હતા, ને તે વાંકી ચૂકી થઇ જતી હતી. રાજાએ ચિડાઇને બૂમ મારી: 'પાલખી કેમ હાલે છે? જરા સરખી રીતે ચાલો.' આ સાંભળી પેલા ભોઇઓ બોલ્યાઃ 'મહારાજ, અમારો વાંક નથી, પણ આ નવો લઠબાજ આવ્યો છે એને ચાલતાં આવડતું નથી.'

રાજાને એ લઠબાજની મશ્કરી કરવાનું સૂઝ્યું. એ બોલ્યોઃ 'બિચારો ઘરડો થઇ ગયો છે! શરીર પણ જુઓને, કેવું દુબળું થઇ ગયું છે! વળી આટલો રસ્તો એણે એકલાએ જ પાલખી ઉપાડી છે એટલે થાકી ગયો લાગે છે!'

પણ જડભરત કંઈ બોલ્યો નહિ. રાજાના શબ્દો એણે સાંભળ્યા હોય તોને! એ તો એની રીત પ્રમાણે જ ચાલવા લાગ્યો. પાલખી વાંકી ચૂંકી થતી જ રહી. રાજા ક્રોધે ભરાઇ ગયો. તેણે બૂમ પાડીઃ 'અરે ગદ્ધા! તને ભાન છે કે નહિ! તું જીવતો મૂએલા જેવો છે, મારે તને સખત સજા કરવી પડશે.'

આ વખતે જડ ભરતે જીભ હલાવી. તે બોલ્યોઃ 'ખરું કહ્યું, રાજા, હું એકલો નહિ, પણ આખું જગત જીવતું મૂએલા જેવું છે. વળી, મને તું સજા કરવાનું કહે છે, પણ

મને જડને તું શું સજા કરી શકવાનો છે? દળેલું ફરી દળાય નહિ, તેમ જડને ડાહ્યો બનાવાય નહિ.'

આ શબ્દો સાંભળી એકદમ રાજાની આંખો ઊઘડી ગઈ. તેને લાગ્યું કે આ કોઈ જ્ઞાની પુરુષ છે. તરત પાલખીમાંથી ઊતરી પડી, એ જડભરતના પગમાં પડ્યો, અને તેમની માફી માગી. પછી ભરત અને રહુગણ વચ્ચે જ્ઞાનની ચર્ચા થઇ, તેમાં ભરતે રહુગણને પુષ્કળ ઉપદેશ કર્યો.

રહુગણને ઉપદેશ કર્યા પછી જડભરત દેશ વિદેશ ફરવા નીકળી પડ્યા.



૧. ભરત 'જડભરત' શાથી કહેવાયા? તે ખરેખર જડ હતા?

૨. જડભરતની પૂરા ચોવીસ કલાકની દિનચર્યાનું વર્ણન કલ્પીને લખો.

૩. ભરતે બાપની મિલકતમાં ભાગ કેમ ન માગ્યો? ચાર મહિનાની મહેનત પછીયે એ એક મંત્ર ન શીખી શક્યા એનું શું કારણ હશે?

૪. રહુગણ રાજા ભરતનું નામ, ઠામ, ગોત્ર, જાતિ કંઈ જ પૂછતો નથી, પણ એ જ્ઞાની છે એટલી ખાતરી થતાં પાલખીમાંથી ઊતરી એને પગે લાગે છે. એ બતાવે છે કે એ કાળમાં રાજાઓ વિદ્વાનોને કેટલું માન આપતા, અને જ્ઞાન મેળવવા કેટલા આતુર રહેતા. ભરત બ્રાહ્મણ હતો, પણ બ્રાહ્મણના આચારવિચાર નહોતો પાળતો; એટલે તે બ્રાહ્મણ કુળમાં ન જન્મ્યો હોત, તોયે જ્ઞાનને લીધે બ્રાહ્મણની પેઠે પુજાત એમ રહુગણે તેને માન આપ્યું તે પરથી જણાય છે.



# [૧૨] અજામિલ

અજામિલ નામનો એક બ્રાહ્મણ કનોજમાં રહેતો હતો. તે સારા સ્વભાવનો અને સારા આચારવિચારવાળો હતો. શાસ્ત્રોનો પણ તેણે અભ્યાસ કર્યો હતો. ગુરુઓ, અતિથિઓ અને વૃદ્ધોને તે માન આપતો હતો.

ધીમે ધીમે અજામિલ નીચ લોકોની સોબતમાં ભળતો ગયો. આ સોબતના પ્રતાપે તે ઘરમાંથી પૈસા ચોરતાં ને જુગાર રમતાં શીખ્યો. શરૂઆતમાં તો ચોરીછૂપીથી આ ચાલતું, પણ વખત જતાં એની શરમ જતી રહી. વધારામાં એને દારૂની પણ લત લાગી. એની સ્ત્રી કંઇ કહે તો એને એ મારવા પીટવા લાગ્યો, આમ કરતાં થોડા વખતમાં તો એ સાવ દુષ્ટ બની ગયો. એના આચારવિચાર સંપૂર્ણ રીતે બદલાઇ ગયા, એ જૂઠું બોલતો, ચોરી કરતો, જુગાર રમતો, દારૂ પીતો, પશુપંખીઓની હત્યા પણ કરતો. થોડા વખત પછી એણે એની સ્ત્રીનો ત્યાગ કર્યો અને એક નીચ જાતિની સ્ત્રીને પરણ્યો.

આમ ઘણાં વરસ વીત્યાં અજામિલ ઘરડો થયો. એને એક નારાયણ નામનો દીકરો હતો. એ સૌથી નાનો હતો, તેથી તેને ખૂબ જ વહાલો હતો. નારાયણને સાથે લીધા વગર એ ક્યાંય જતો નહિ. એ જાતે જ એને નવડાવતો, ખવડાવતો ને પીવડાવતો. એમ કરતાં અજામિલ મરવા પડયો. આવે વખતે પણ એ નારાયણને ભૂલ્યો નહિ. મરણ જેમ જેમ નજીક આવતું ગયું તેમ તેમ અજામિલ 'નારા-

યણુ, આવ! નારાયણુ, આવ!' કરી એને પોતાની પાસે ખેંચવા મથવા લાગ્યો.

'નારાયણુ, નારાયણુ' કરતાં કરતાં એના મનમાં મોટો ફેરફાર થઇ ગયો. અનેક વર્ષો પહેલાં પોતે જે નારાયણુ ભગવાનની પૂજા કરતો હતો તે એકદમ એને યાદ આવી ગયા. પછી તો એને એની પાછલી જીંદગી બધી યાદ આવી. તે વખતે એ કેવો હતો અને આજે કેવો છે! એને પોતાનાં દુષ્કૃત્યોનો ખૂબ પસ્તાવો થયો.

બન્યું એવું કે આ માંદગીમાંથી એ બચી ગયો. સાજો થયો, પણુ એનું મન હવે સંસાર પરથી ઊઠી ગયું. એણે ઘરબારનો ત્યાગ કર્યો, અને જંગલમાં જઇ ઇશ્વરભક્તિમાં બાકીનો આવરદા પૂરો કર્યો.



૧. માણુસના મનમાં અણુધારી રીતે કેવા મોટા ફેરફારો થઈ જાય છે એ આ દૃષ્ટાન્ત પરથી જણુાય છે. દુઃખ અને મરવાકાળ વખતે માણુસની દૃઢતાની કસોટી થાય છે.

૨. જન્મ કે કુળને લીધે નહિ, પણુ ગુણુને લીધે માણુસમાં બ્રાહ્મણુત્વ આવે છે.



## [૧૩] દધીચિ

દધીચિ નામે એક ઋષિ હતા. તેઓ મહા તપસ્વી અને જ્ઞાની હતા. એક વખત તેમણે ઇન્દ્રનું કહેવું નહિ

માનવાથી ઈન્દ્ર તેમના પર ગુસ્સે થઇ ગયો હતો અને તેમનું માથું કાપી નાખવા સુધી તૈયાર થઈ ગયો હતો.

આ વાતને ઘણાં વરસો વીતી ગયાં.

એવામાં દેવો અને દાનવોનો ઝઘડો શરૂ થયો. વૃત્ર નામના એક શૂરવીર અને જ્ઞાની બ્રાહ્મણે સત્તાના લોભે દાનવોની સરદારી લીધી. તેણે ઠેરઠેર દેવોને હરાવ્યા અને ભગાડયા. કોઇ દેવ તેની સામે ટકી શકયો નહિ.

વૃત્રને મારવાનો ઉપાય ખોળતાં દેવોને ખબર પડી કે આ વૃત્ર સાધારણ હથિયારોથી મરી શકે તેમ નથી, પણ કોઇ પવિત્ર પુરુષ રાજીખુશીથી પોતાના શરીરનાં હાડકાંનું હથિયાર બનાવવા દે તો તેનાથી એ મરશે. દેવોએ આવા પરોપકારી સંતની શોધ કરવા માંડી. અનેક જણને તેમણે પ્રાર્થના કરી. પણ જીવતા શરીરમાંથી હાડકાં કાઢી આપવા કોઇ તૈયાર થયું નહિ.

હવે એક દધીચિ ઋષિ બાકી રહ્યા. પણ ઈન્દ્રની તો એમના આશ્રમમાં પગ દેવાની યે હિંમત નહોતી ચાલતી. એને બીક હતી કે ઋષિ આ વખતે એને બે વેણ સંભળાવ્યા વગર નહિ રહે. પોતાનું અપમાન તો થશે જ, પણ વધારામાં મશ્કરી થવાની. આથી તે બહુ ગભરાતો હતો. પણ ગભરાયે છૂટકો નહોતો. દધીચિ જેવા સંત પુરુષ જો પોતાના શરીરનાં હાડકાં આપે તો વૃત્રાસુરનો જરૂર નાશ થઇ જાય એવી એને મનમાં ખાતરી હતી. તેથી માનઅપમાનનો ખ્યાલ કાઢી નાખી, નમ્ર બની, તે ઋષિની પાસે ગયો, અને તેમનાં ચરણમાં માથું મૂકયું.

ઋષિએ તેમને આવવાનું કારણ પૂછ્યું.

દેવોએ કહ્યું: 'આપના પવિત્ર શરીરનાં હાડકાં મળે તો એ હાડકાંનું વજ્ર બનાવી અમે દુષ્ટ વૃત્રાસુરને મારીએ.'

ઋષિ હસ્યા: 'પોતાનું શરીર કોને વહાલું નહિ હોય? ખુદ ભગવાન માગવા આવે તો યે એ ન અપાય.'

ઇન્દ્રના પેટમાં તેલ રેડાયું. સૌ નિરાશ થઇ ગયા.

થોડી વાર રહી ઇન્દ્ર બોલ્યો: 'આપે કહ્યું તે અમારા જેવા સાધારણ માણસોને માટે સાચું છે. બાકી આપને શું અશક્ય છે!'

દધીચિ જવાબમાં હસીને બોલ્યા: 'ખરું, ખરું. અનેક પ્રાણીઓનું ભલું થતું હોય તો આ દેહનું બીજું કામે શું છે? હમણાં જ હું તમારી ઇચ્છા પૂરી કરું છું.'

એમ કહી ઋષિએ આત્માને પરમાત્મામાં જોડી દીધો ને દેહનો ત્યાગ કર્યો.

પછી દધીચિના શરીરનાં હાડકાંનું વજ્ર બનાવી દેવો દાનવોની સામે લડયા. ત્રણસો સાઠ દિવસ એ યુદ્ધ ચાલ્યું. છેવટે વૃત્ર મરાયો.



૧. મહાત્મા પુરુષો પોતાનું માન અપમાન જોતા નથી, પણ જગતનું કલ્યાણ જુએ છે. પોતાનું અપમાન કરનાર ઇન્દ્રને જ દધીચિએ પોતાનું શરીર સોંપી દીધું એ એનું દૃષ્ટાન્ત છે.

૨. દેવો દાનવોની સામે લડતાં પહેલી વખત હાર્યા, કારણ કે બાહુબળના યુદ્ધમાં દેવો દાનવો કરતાં ઉતરતા હતા, પણ છેવટના યુધ્ધમાં દાનવો હાર્યા, ને દેવો જીત્યા. કારણકે દેવોને દધીચિ ઋષિનાં હાડકાંનું બનાવેલું વજ્ર મળ્યું હતું; એટલે કે પવિત્ર પુરુષોના આત્મબળનો તેમને ટેકો હતો. આનો અર્થ એ થયો કે દાનવોની સામે પશુબળ હાર્યું ને આત્મબળ જીત્યું.

૩. વૃત્ર બ્રાહ્મણ હતો છતાં એને અસુર કેમ કહ્યો હશે?



[ ૧૪ ]

# ચિત્રકેતુનો પુત્ર

ચિત્રકેતુ નામે એક રાજા હતો. તેને અનેક રાણીઓ હતી. પણ એકેને સંતાન ન હતું. વખત જતાં એક રાણીએ પુત્રને જન્મ આપ્યો. આથી તે રાણી રાજાની માનીતી થઇ. આ જોઇ બીજી રાણીઓને એ રાણીની ઇર્ષ્યા થઇ. ધીમે ધીમે એ ઇર્ષ્યા વધતી ગઇ અને છેવટે એટલે હદે પહોંચી કે બધી રાણીઓએ કાવતરું કરી રાજાના એ એકના એક પુત્રને ઝેર દઇને મારી નાખ્યો. માનીતી રાણીને આ ઘોર કૃત્યની બિલકુલ ખબર પડી નહિ. તેણે માન્યું કે કુંવર ઊંઘે છે. પરંતુ ઘણો વખત થયા છતાં જ્યારે કુંવર સળવળ્યો નહિ ત્યારે તેણે કુંવરને જગાડવાનું ધાવને કહ્યું. ધાવ કુંવરને જગાડવા ગઈ, પણ કુંવરનો ચહેરો જોતાં જ ' ઓ મારી મા ! ' કરતી ચીસ નાખી ધરતી પર પડી ગઇ. રાણી એકદમ ત્યાં ધસી આવી. તેય કુંવરને જોઈ છાતી કૂટતી, માથું વીંખતી ભોંય પર પછડાઇ પડી. ઘડીકમાં રડારોળ મચી ગઈ. બીજી રાણીઓ પણ ત્યાં દોડી આવી, અને, હાય હાય ! ગજબ થયો ! કરી ઢોંગ કરી રડવા કૂટવા લાગી ગઇ. ખબર સાંભળી રાજા દોડી આવ્યા. પુત્રને મરેલો જોઈ એના હોશ ઊડી ગયા. શોકથી વ્યાકુળ બની એ મૂર્છા ખાઇ ધરણી પર ઢળી પડયો. જ્યારે એ ભાનમાં આવ્યો ત્યારે એનો વિલાપ સાંભળી સૌનાં કાળજાં કંપવા લાગ્યાં. આખા મહેલમાં ને નગરમાં હાહાકાર મચી ગયો.

રાજાને આ શોકમાંથી કોણ ઉગારી શકે ? એવામાં એક ઋષિ અને નારદજી ત્યાં આવી પહોંચ્યા. તેમણે બહુ બહુ રીતે રાજા રાણીને શાંત કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેની જોઇએ તેવી અસર થઇ નહિ. છેવટે નારદે રાજાને કહ્યું : ' હું આ છોકરાને જીવતો કરું છું. '

આ સાંભળી રાજારાણી ખુશ થઈ ગયાં. નારદે મરી ગયેલા બાળકના આત્માને બોલાવ્યો. રાજાએ પોતાના પુત્રને ઓળખ્યો. પછી નારદે તે બાળકને કહ્યું : ' હે બાળક ! આ તારાં મા-બાપ અને સગાં વહાલાં તારા વિયોગથી તરફડે છે. તું ફરી આ શરીરમાં આવ ને તેમને સુખી કર. '

બાળકના જીવે ફરી શરીરમાં પ્રવેશ કર્યો ને જવાબ દીધો : ' કોને તમે મારાં માતાપિતા કહો છો ? કોનો હું પુત્ર છું ? તમને નથી ખબર, પણ હું જાણું છું કે એક વખત હું એમનો દુશ્મન પણ હતો તો ! આજે પુત્ર ગણી મારા મરણથી તેઓ શોક કરે છે તો દુશ્મન ગણી મારા મરણથી રાજી કેમ નથી થતાં ? બાકી ખરું પૂછો તો, મારે નથી બાપ, નથી મિત્ર, નથી દુશ્મન. મને કોઈની ગરજ નથી, કોઈને મારી ગરજ નથી.'

આમ કહી જીવ શરીરમાંથી નીકળી ગયો.

આ સાંભળી ચિત્રકેતુ રાજાને જ્ઞાન થયું. તેનો શોક મટી ગયો. તળાવના ગારામાંથી હાથી નીકળે તેમ તે સંસાર તજી વનમાં ગયો, અને ઇશ્વર ભક્તિમાં આયુષ્ય પૂરું કર્યું.



૧. આત્મા અમર છે, શરીર નાશવંત છે. આત્મા ફરી ફરીને જુદાં જુદાં શરીરમાં, જુદાજુદા દેશમાં, જુદા જુદા સમયમાં, જુદાં જુદાં સગપણના સંબંધે અવતરે છે. જે માણસ આ સમજે છે તે કદી દુઃખી થતો નથી.' હિંદુ ધર્મનો આ એક દૃઢ સિધ્ધાન્ત છે.

૨. અનેક સ્ત્રીઓ પરણવાના ચાલનું કેવું ભયંકર પરિણામ આવી શકે તે આ વાર્તાના શરૂઆતના ભાગમાં બનાવેલું છે.

૩. રાણીઓએ માનીતીના પુત્રને મારી નાખતાં એવો વિચાર કેમ નહિ કર્યો હોય કે આ છોકરો મરી જતાં રાજાનો વંશ નાશ પામશે ? વેર તો માનીતી રાણી પર હતું, પણ રાણીઓએ મારી નાખ્યો એના પુત્રને. એમ કેમ ?



## [ ૧૫ ] પ્રહ્લાદ

હિરણ્યકશિપુ નામે એક રાજા હતો. તે પ્રતાપી, વિદ્વાન અને પરાક્રમી હતો. તેણે આકરૂં તપ કર્યું—એવું આકરૂં કે શરીરનું પણ ભાન એ ભૂલી ગયો હતો, અને એના શરીરનું માંસ, લોહી, ચામડી, મેદ વગેરેને કીડીઓ ખાઇ ગઇ હતી. માત્ર હાડકાંના માળા જેવો એ થઈ ગયો હતો. તોયે તેનું મન ચળ્યું નહિ. ત્યારે દેવ પ્રસન્ન થયા. દેવે એને જાગૃત કર્યો. ધીરે ધીરે એના શરીરમાં પ્રાણ આવ્યા.

દેવે કહ્યું: 'માગ, તું માગે તે આપું.'

હિરણ્યકશિપુ બોલ્યો: 'મને એવું આપો કે સૃષ્ટિના કોઈ પણ પદાર્થ વડે મારૂં મરણ થાય નહિ. બહાર કે અંદર, રાતે કે દિવસે, પૃથ્વી ઉપર કે આકાશમાં, માણસ કે પશુ, સજીવ કે નિર્જીવ, દેવ કે દાનવ, સર્પ કે હથિયારથી મારૂં મરણ થાય નહિ. મને એવો અજોડ પરાક્રમી બનાવો.'

દેવ બોલ્યા : 'ભલે તેમ.'

એકે એકે હિરણ્યકશિપુએ દેશના સઘળા રાજાઓને હરાવ્યા. પોતે મહાન ચક્રવર્તી રાજા બન્યો. હવે તેને થયું કે મારા જેવો બળવાન જગતમાં કોઇ નથી. તે મોજશોખ અને એશઆરામમાં પડી રહેવા લાગ્યો, મદિરા પીને મસ્ત રહેવા લાગ્યો, સાધુ પુરુષોને સતાવવા લાગ્યો, ધર્મ અને ઇશ્વરને ભૂલી ગયો અને પોતાને જ સૌથી મોટો અને બધી સૃષ્ટિનો માલીક ગણવા લાગ્યો.

એ હિરણ્યકશિપુને ચાર દિકરા હતા. તેમાં પ્રહ્લાદ ખૂબ શાંત, નમ્ર, અને ડાહ્યો હતો. તે ગરીબો ઉપર પ્રેમ રાખતો, કોઈ મનુષ્ય કે પશુપંખીને દુઃખી કરતો નહિ, ગુરુઓ, વડીલો, સાધુઓ અને સજ્જનોને માન આપતો. તે સમજતો હતો કે ઈશ્વરે સૃષ્ટિ રચી છે અને ઇશ્વર કરતાં કોઈ મોટું નથી. તેથી તે બેસતાં, ઊઠતાં, ફરતાં અને બોલતાં ઈશ્વરનું જ સ્મરણ કર્યા કરતો. ઇશ્વરનાં દર્શન માટે તે કોઈ વાર એટલો વ્યાકુળ બની જતો કે વગર કારણે રડતો કે હસતો.

હિરણ્યકશિપુએ પ્રહ્લાદને વિદ્યા ભણવા પાઠશાળામાં મૂકયો. શંડ અને અમર્ક નામના બે ભાઇ તેના ગુરુઓ હતા. ગુરૂઓ બીજું ઘણું શિખવતા, પણ ઇશ્વરનું તો નામે દેતા નહિ. તેથી પ્રહ્લાદને એ ભણતરમાં રસ પડયો નહિ. એ તો હમેશાં ઇશ્વરનું જ ચિંતન કર્યા કરતો.

એક દિવસ હિરણ્યકશિપુએ પ્રહલાદને પૂછયું : 'તું નિશાળમાં શું ભણ્યો, કહે.'

પ્રહલાદ કહે : 'શું ભણું ! ભણવા જેવું એક ઇશ્વરનું

નામ છે, પણ એતો આ નિશાળમાં શિખવાતું નથી.'

હિરણ્યકશિપુને ગુસ્સો ચડયો : 'શું તારે ભગવાનનું નામ ભણવું છે? દુષ્ટ! પાખંડી!'

પ્રહ્‌લાદ નમ્રતાપૂર્વક બોલ્યો : 'ઇશ્વરે સૃષ્ટિ બનાવી છે, તે દુનિયાનો માલીક છે, માટે આપણે એનું સ્મરણ કરવું જોઇએ.'

હિરણ્યકશિપુ ગર્જના કરી બોલ્યો : 'અરે દુષ્ટ! ઇશ્વર ઈશ્વર શું કરે છે! તેને તો મેં ક્યારનોય મારી કાઢયો છે. હું જ આ દુનિયાનો ઇશ્વર છું, ને હું જ આ દુનિયાનો માલીક છું. તારે મારૂં જ સ્મરણ કરવું જોઈએ'

પછી હિરણ્યકશિપુએ ગુરુઓને બોલાવ્યા, અને ખૂબ ધમકાવ્યા. ગુરુઓ બોલ્યા : 'અમે તો એને ઘણું જ સરસ સરસ ભણાવીએ છીએ, પણ એ કશું શીખતો નથી. એ સ્વભાવથી જ આવો બેવકુફ છે! એણે તો અમારી નિશાળના બીજા છોકરાઓને બગાડવા માંડયા છે.'

'હેં! એટલું બધું? તો એવા અધમ દીકરાનું મારે કામ નથી. જાઓ, એને ઝેર દઈ મારી નાખો.'

પ્રહ્‌લાદને ઝેર દેવામાં આવ્યું, પણ એના પર ઝેરની કશી અસર થઇ નહિ. પછી એને હાથીઓના પગ તળે છુંદી નાખવાનો હુકમ થયો, પણ એને જોતાં જ ગાંડા હાથી, ડાહ્યા થઈ પાછા વળ્યા. પછી એને ઝેરી નાગો કરડાવવામાં આવ્યા, પણ એકેનું એને ઝેર ચડયું નહિ. એને પર્વતનાં શિખર ઉપરથી નીચે ગબડાવવામાં આવ્યો, પણ તોયે એ મર્યો નહિ. ઊંડા પાણીમાં

નાખ્યો, તોયે એ ડૂબ્યો નહિ. અગ્નિમાં નાખ્યો તોયે દાઝયો નહિ. એને ભાલા, ત્રિશૂળ ને શિલાઓ વડે મારવામાં આવ્યો તોયે એ ડર્યો નહિ. આ જોઈ હિરણ્યકશિપુ બોલ્યો: 'આ તે કેવો દીકરો! કૂતરાની પૂછડીની માફક વાંકો ને વાંકો જ રહે છે! પછી તેણે પ્રહલાદને કહ્યું: ' અભાગિયા! તું ઇશ્વર ઈશ્વર કરે છે, તો એ તારો ઇશ્વર કયાં મુઓ છે બતાવ!"

પ્રહ્લાદે કહ્યું: 'મારો ઈશ્વર સર્વ જગાએ છે. એક તસુ પણ જગા એના વિનાની નથી.'

'તો શું આ થાંભલામાં પણ છે?'

'હા, છે.'

'જુઠ્ઠો! કયાં છે આ થાંભલામાં! અવળું બોલીને મને છેતરે છે? ઊભો રહે. આજે તારી વલે કરૂં છું.' એમ કહી એ દૈત્ય હાથમાં તલવાર લઇ કૂદ્યો, ને એણે જોરથી થાંભલા પર મુક્કી મારી. તરત થાંભલામાં ભયંકર અવાજ થયો. થંભ ફાટયો અને એમાંથી નરસિંહ ભગવાન નીકળ્યા! અરધું શરીર સિંહનું, અરધું માણસનું. નહિ મનુષ્ય, નહિ પશુ. તલવાર જેવી લટકતી જીભ, છરી જેવા નખ. હિરણ્યકશિપુએ એ નરસિંહની છાતીમાં ગદા ફટકારી. ભયંકર યુદ્ધ થયું. છેવટે નરસિંહે એને પકડયો ને ઘરના ઉંબરામાં (નહિ અંદર, નહિ બહાર), પોતાના સાથળ ઉપર ઢાળીને (નહિ પૃથ્વી પર, નહિ આકાશમાં), સાંજને વખતે (નહિ રાત્રે, નહિ દિવસે), તીક્ષ્ણ નખ વડે (નહિ જીવતા, નહિ મરેલા), ફાડી નાખ્યો. પછી નરસિંહે હિરણ્યકશિપુના લશ્કરને હતું ન હતું કરી નાખ્યું.

હિરણ્યકશિપુ મરી ગયા પછી પ્રહ્લાદે ભગવાનની સ્તુતિ કરી. ભગવાને કહ્યું: 'માગ, તારે શું જોઈએ?'

પ્રહ્લાદે કહ્યું: 'તમારી કૃપા સિવાય મારે બીજું કંઇ માગવાનું નથી.'



૧. હિરણ્યકશિપુ વિદ્વાન હતો, છતાં એ ભગવાનનો શત્રુ શાથી બની ગયો? ભગવાન વિષેના હિરણ્યકશિપુના અને પ્રહ્લાદના વિચારો સામસામા લખો.

૨. હિરણ્યકશિપુ પ્રહ્લાદને 'કૂતરાની પૂછડી જેવો સદાનો વાંકો' કહે છે. એ શબ્દોનો અર્થ બરાબર વિચારો. શાથી એને પ્રહ્લાદ એવો વાંકો લાગ્યો?

૩. પોતે પ્રહ્લાદનો બાપ છતાં હિરણ્યકશિપુને પ્રહ્લાદ પર લગીરે દયા કે પ્રેમ નથી, એનું શું કારણ? તો, પુત્ર કરતાં કઈ ચીજ એને વધારે વહાલી છે?



[ ૧૯ ]

# અમૃતપાન

દેવો અને દાનવો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલતું હતું. ઘણી વખત દેવો જ તેમાં વધારે માર ખાતા. આથી તેમની સંખ્યા ઘટતી જતી હતી અને તેમનું બળ ઓછું થતું જતું હતું. દેવોએ વિષ્ણુની મદદ માગી. વિષ્ણુએ તેમને સમુદ્રને વલોવી તેમાંથી અમૃત કાઢી, તે પી, અમર થવાની સલાહ આપી. દેવોએ કહ્યું: 'સમુદ્રને વલોવવા જેટલું અમારામાં બળ નથી.'

વિષ્ણુએ કહ્યું: 'ખરું છે, માટે પ્રથમ તમે દાનવોની સાથે સુલેહ કરો, પછી તેમની મદદ લઇ સમુદ્રને વલોવો.'

દેવોએ કહ્યું: 'દાનવોની મદદ લઇએ તો એમને અમૃતમાં ભાગ પણ આપવો પડે ને! અને વખતે એ લોકો બધુંજ અમૃત પડાવી જાય તો? અમે તો માર્યા જ જઇએ.'

વિષ્ણુએ કહ્યું: 'વાહ! ત્યારે તો તમારે લગીરે જોખમ ખેડવું નથી, ને અમૃત જમવું છે! વળી સલાહ લેવી છે, પણ સલાહ આપનાર પર વિશ્વાસ નથી રાખવો!'

દેવો શરમાયા. 'અમને તમારા પર વિશ્વાસ છે' કહી તેમણે વિષ્ણુની આજ્ઞા માથે ચડાવી.

દેવોએ દૈત્યો પાસે દૂત મોકલ્યો, ને તેમને સમજાવ્યા કે આપણે બધા ભાઇઓ છીએ, માટે સંપીને રહીએ, ને સમુદ્રમાંથી અમૃત કાઢી, તે પી, અમર બની મોજ કરીએ! દૈત્યોને લાગ્યું કે સંધિ કરવાથી આવું સરસ ફળ મળતું હોય તો કંઇ ખોટું નહિ.

દેવદાનવની સંધિ થઇ. બંને પક્ષે હાથમાં હાથ મિલાવ્યા, ને સમુદ્રમંથનની તૈયારીઓ કરી. મંદર નામનો મોટો પર્વત ઉપાડી તેમણે દરિયામાં નાખ્યો, ને તેનો રવૈયો બનાવ્યો. આવડો મોટો રવૈયો ફેરવવા માટે સાધારણ દોરડું કેમ ચાલે? તેથી તેમણે 'તને પણ અમૃત પીવા મળશે' કહી વાસુકિ નાગને મદદમાં લીધો ને તેનું નેતરું બનાવ્યું. સાપનું મોં અને પૂછડી એ નેતરાના બે છેડા થયા. 'ચાલો, હવે શરૂ કરીએ' કહી દેવોએ સાપનું મોં પકડયું. પોતાના ભાગે સાપની પૂછડી આવી જોઇ દૈત્યો ગુસ્સે થયા: 'શું અમે

પૂછડું પકડીએ! પૂછડું પકડાવી તમારે અમારૂં અપમાન કરવું છે કેમ?' હજી તો વલોણું શરૂ યે નથી થયું ત્યાં આ ઝઘડો થયો જોઈ દેવો ગભરાઇ ગયા. કજિયાની બીકે તેમણે સાપના મોંવાળો ભાગ દૈત્યોને આપ્યો ને પોતે પૂછડું પકડ્યું.

ધમાધમ! ધમાધમ! રવૈયો ફરવા લાગ્યો, ને સમુદ્રનું પાણી વલોવાવા લાગ્યું. સમુદ્રમાં રહેતાં માછલાં, કાચબા, જળહાથી, તિમિંગલ, મગર વગેરે પ્રાણીઓ ભયથી ભાગાભાગ કરવા લાગ્યાં. ઘડીકમાં મહા ઉત્પાત મચી ગયો. વાસુકિ નાગની આંખો, મોં અને નસકોરાંમાંથી આગ ને ઝેરના ફુવારા છૂટવા લાગ્યા, એને લીધે દૈત્યોનાં શરીર દવથી બળેલાં દેવદારના ઝાડ જેવાં કાળાં થઈ ગયાં. પણ તેમણે જાતે જ નાગનું મોં માગી લીધું હતું તેથી કંઇ બોલી શક્યા નહિ.

વલોણું ચાલવા લાગ્યું. પહેલું જ તેમાંથી, દેખીને મૂર્છા આવે એવું ભયંકર ઝેર નીકળ્યું—પહાડ જેવડાં ઝેરનાં મોજાં દશે દિશાએ ઉછળવા લાગ્યાં. એનાથી હવા પણ બધી ઝેરી બની ગઇ અને કિનારા પરના લોકો ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. એમને કોણ બચાવે? કેવી રીતે બચાવે? આ હળાહળ ઝેરને શમાવવાની કોઇનામાં શક્તિ કે હિંમત નહોતી. છેવટે લોકો મહાદેવ શિવને શરણે ગયા. શિવે એમનું દુઃખ સાંભળી આશ્વાસન આપ્યું. એ સાંભળી પાર્વતી ગભરાઇને બોલ્યાં: 'તમે ભોળા છો, એટલે સૌ તમને છેતરી જાય છે. જોયુંને, આ ઝેર નીકળ્યું એટલે

તમારે ગળે વળગાડવા આવ્યા છે! રત્નો નીકળશે ત્યારે કોઈ કહેવાયે નહિ આવે.'

મહાદેવ હસીને બોલ્યા: 'તમારું કહેવું ખરું છે. રત્નો લેનારા ઘણા રહ્યા, પણ ઝેર જીરવનારો હું એકલો જ છું. એથી જ તો આપણી વડાઇ છે. તમે મને ભોળો કહો છો, અને બીજા મને ઘેલો કહે છે, પણ ભોળો કહો, કે ઘેલો કહો, મારાથી લોકોનું દુઃખ જોયું જતું નથી. એમને બચાવવા ખાતર મારે આ હળાહળ પી જવું જ જોઈએ.' આમ કહી પાર્વતીની સંમતિ લઇ મહાદેવ એ ભયંકર ઝેર બધું પી ગયા. એ ઝેરની અસરથી તેમનું ગળું કાળું પડી ગયું, તેથી તેઓ નીલકંઠ કહેવાયા.

મંથન તો ચાલ્યા જ કરતું હતું. એકે એકે એમાંથી અનેક રત્નો નીકળ્યાં. ગાય, ઘોડો, હાથી, લક્ષ્મી, મણિ, શંખ, ધનુષ, મદિરા, વૃક્ષ, ચંદ્ર વગેરે એમાંથી નીકળ્યાં એ જોતાં જ દૈત્યો સિંહની પેઠે કૂદ્યા અને ઘડો ઝુંટાવી નાસી ગયા. દેવો બિચારા મોં ફાડી જોઇ રહ્યા.

દૈત્યો ઘડો લઇને એક ઝાડ નીચે જઇ ઊભા, પણ પહેલો અમૃત કોણ પીએ તેની તેમનામાં તકરાર થઇ. ઘડો ઉપાડી લાવનારા કહે કે પહેલાં પીવાનો અમારો હક છે. બીજાઓને બીક હતી કે આ લોકો જ બધું પી જશે તો? અથવા પછી અમને કશુંજ નહિ આપે તો? દેવો પણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે પણ અમૃતની માગણી કરી. આમ બધા અંદર અંદર બાઝવા લાગ્યા. એવામાં એક સ્ત્રી ત્યાં આવી પહોંચી. તેને જોઇ બધા દૈત્યો બોલ્યા: 'આ બાઈને ઘડો આપો, એ કોઇને ઓળખતી નથી,

એટલે કોઇના પર એને પક્ષપાત નથી. એ જે કરે તે કબુલ. આમ કહી તેમણે તે સ્ત્રીને અમતનો ઘડો આપી તેના યોગ્ય ભાગી પાડી આપવાનું કહ્યું. તે સ્ત્રીએ પહેલાં તો ઘણી ના કરી, પણ દૈત્યોના બહુ આગ્રહથી તેણે કામ માથે લીધું. પછી તેણે કહ્યું: 'અમૃત પીવાનું પવિત્ર કાર્ય નહાયા ધોયા વગર થાય નહિ. માટે તમે સૌ સ્નાન કરી પવિત્ર થઇને આવો—હું અહીં ઊભી છું.'

બાઇની વાત બહુ ડહાપણ ભરેલી છે એમ કહી દૈત્યો સ્નાન કરવા ગયા. દરમિયાન દેવો ત્યાં આવી પહોંચ્યા. બાઈએ ઘડામાંનું ટીપેટીપું અમૃત દેવોને પાઈ દીધું, એટલામાં નહાઇને દૈત્યો આવી પહોંચ્યા. તેઓ આ ખેલ જોઇ ગુસ્સે થઇ ગયા ને બાઇને મારવા ધસ્યા. તરત બાઈએ પોતાનો વેશ પલટી નાખ્યો. ત્યારે સૌને માલમ પડયું કે વિષ્ણુ પોતે સ્ત્રીનો વેશ લઇ દૈત્યોને છેતરી ગયા હતા. પછી એ સમુદ્રને કાંઠે દેવો ને દાનવો વચ્ચે ભયંકર સંગ્રામ મચ્યો.



૧. આર્યો જેમ જેમ જંગલો કાપી ગામો વસાવતા ગયા, ને પ્રદેશો કબજે કરતા ગયા, તેમ તેમ તે પ્રદેશોમાં રહેનાર મૂળ વતની અનાર્યો સાથે તેમને ઝઘડામાં ઊતરવું પડયું. આ મૂળ વતનીઓ મૂર્ખ કે જંગલી નહોતા, પણ આર્યોના જેવા જ સુધરેલા, બુદ્ધિશાળી ને શૂરવીર હતા. વખત જતાં આ આર્ય અનાર્ય મળીને એક જ પ્રજા બની ગઈ હતી. ભૃગુ, અને શુક્ર જેવા બ્રાહ્મણ વિદ્વાનો અનાર્ય અથવા દાનવોના ગુરુઓ હતા, પ્રહ્લાદ અને બલિ જેવા તેમના રાજાઓ હતા. તેમનાં રાજ્યો સમુદ્રકિનારે હતાં, આર્યો તેમનાં રાજ્ય પડાવવા હુમલા કરતા, લડતા, સમાધાન કરતા, ને

વળી લડતા. લાંબો વખત આમ ચાલ્યા કર્યું છે. સત્તા પ્રાપ્ત કરવાની એ લડાઈઓ હતી.

૨. 'અમૃતપાન'ની આ વાર્તા પરથી કહી શકાય કે આર્યોએ બીજી પ્રજાને મદદમાં લઇ જંગલો સાફ કરાવ્યાં હશે, ડુંગરો ઓળંગ્યા હશે, ખાણો ખોદી હશે, દરિયામાંથી રત્નો મેળવ્યાં હશે, દરિયા પર અમલ ચલાવ્યો હશે; પણ બંને પ્રજામાંથી એકને સામા પર વિશ્વાસ નહોતો, બંને અંદરખાનેથી પોતાની જ સત્તા જમાવવા મથતા હતા. પણ અનાર્યો આર્યો જેવા પ્રપંચમાં કુશળ નહિ હોય, જો કે લડવામાં અને દુઃખ વેઠવામાં તેઓ આર્યો કરતાં ચડી જાય.

૩. દેવો ને દાનવોના સ્વભાવમાં તમને મોટો ફરક કયો લાગ્યો? 'સલાહ લેવી છે, પણ સલાહ આપનાર પર વિશ્વાસ નથી રાખવો' એ વિષ્ણુના શબ્દોમાં તમને કંઈ રહસ્ય જણાય છે? દેવોએ પહેલેથી જ સાપનું પૂછડું પકડયું હોત તો દાનવો શું કહેત? તે પરથી દાનવોનો સ્વભાવ તમને કેવો લાગે છે? દૈત્યો નહાવા ગયા એટલામાં દેવો અમૃત પીવા આવી ચડયા તે શું ઓચિંતા આવી ચડયા હશે? વાસુકિ નાગને યે દેવો ભુલી ગયા લાગે છે. એમ કેમ હશે?

બાઈએ ઘડો લેવાની, શરૂઆતમાં આનાકાની કેમ કરી હશે? ઘડો ઉપાડી જવામાં દાનવોએ દેવોનો વિશ્વાસઘાત કર્યો કહેવાય ખરો? દાનવો ઘડો ઉપાડી નાસી ગયા ન હોત તો દેવો અમૃતમાં તેમને ભાગ આપત ખરા?

શરીરબળમાં દેવો દાનવોથી બીતા હતા, છતાં એ બીકણો જ અમૃત પીવામાં ફાવ્યા તેનું શું કારણ?

૪. શિવ એટલે કલ્યાણ. જગતનું કલ્યાણ કરે તે શિવ, તે શંકર, તે મહાદેવ. જગતનું કલ્યાણ કરવું એ કંઈ સહેલી વાત નથી. હળાહળ ઝેર પી શકે તેનાથી જ એ કામ બની શકે. પોતાના સુખનો જેને ખ્યાલ નથી તે જ બીજાને સુખી કરી શકે; એવા પુરુષને ભોળો કહેવાય? તો મહાદેવને તમે કેવા કહેશો?



# બલિ

નર્મદા નદીના મુખ-પ્રદેશમાં ભૃગુકચ્છ (ભરૂચ) નામે સ્થળે દાનવોનો રાજા બલિ યજ્ઞો કરાવતો હતો. ભૃગુ ઋષિ તેના ગુરુ હતા. અનેક બ્રાહ્મણો તે યજ્ઞોમાં ભાગ લેતા હતા. પોતાના શત્રુઓ યજ્ઞો કરી આવી રીતે લોકોમાં જાણીતા ને માનીતા બને તથા તેમનો બધે જશ ફેલાય તે દેવોને ગમતું નહોતું, તેથી તેઓ તેમની ઇર્ષ્યા કરતા હતા અને દાનવો યજ્ઞો કરી દેવોની સરસાઈ ન કરે તથા તેમનું સ્થાન પડાવી ન લે તે માટે તેઓ સતત મંડયા રહેતા હતા.

વામન નામે એક ઠીંગણો બ્રાહ્મણ બટુક હતો. તે અતિ ચતુર ને જ્ઞાની હતો. ઇર્ષ્યાથી પીડાતા દેવો એ બટુકની પાસે ગયા અને કોઇ રીતે બલિને હેઠો પાડવાની વિનંતિ કરી. વામને એ કામ માથે લીધું. હાથમાં દંડકમંડળ લઇને વામન બલિ રાજાના યજ્ઞ-મંડપને બારણે જઇ ઊભો. બ્રહ્મચારી બાળકને જોઇ બલિ ઊભો થઈ ગયો અને 'પધારો' કહી તેમનો સત્કાર કરી, તેમને બેસવા માટે સુંદર આસન આપ્યું.

બલિનો એવો નિયમ હતો કે જે બ્રાહ્મણ પોતાના યજ્ઞમંડપમાં પધારે તેને માગી ચીજ આપી ખુશ કરવો, કોઇને યે કદી પાછો કાઢવો નહિ. તે પ્રમાણે તેણે વામનનેય કંઈક માગવા પ્રાર્થના કરી. તે બોલ્યો: 'હાથી, ઘોડા, ગાય, રથ, ઘર, ગામ, જે જોઈએ તે માગી લો. યુદ્ધ કે

દાનની માગણી હું કદી પાછી કાઢતો નથી એ આખી દુનિયા જાણે છે.'

વામને જોયું કે આને ધન અને દાનનો મદ ચડયો છે. એ મદ ઉતારી એને સાચા માર્ગે આણવો એ બ્રાહ્મણનું કર્તવ્ય પણ છે. તેથી તેમણે વિચાર કરી કહ્યું: "હે.રાજા, હાથી–ઘોડાનું મારે કામ નથી. માત્ર ત્રણ ડગલાં જમીન મળે તો મને સંતોષ છે.'

બલિને આ સાંભળી હસવું આવ્યું. તે બોલ્યો: 'અરે બાળક, તું ભણ્યો પણ ગણ્યો નથી. તેથી જ તારો સ્વાર્થ તું સમજતો નથી. તારી આજીવિકા ચાલે એટલી જમીન તો માગ.'

વામન બોલ્યો: 'રાજા, જોઇએ તે કરતાં વધારેની ઇચ્છા રાખવી એ પાપ છે. હું જાણું છું કે જેને ત્રણ ડગલાં ધરતીથી સંતોષ નહિ થાય તેને નવખંડ પૃથ્વીથી પણ સંતોષ નથી થવાનો.'

વામનનાં આ વચન સાંભળી દાનવોના ગુરુ શુક્રાચાર્ય ચોંકયા. તેમને લાગ્યું કે બટુકના આ શબ્દોમાં કંઇ ભેદ છે. તેથી તેમણે બલિને પોતાની પાસે બોલાવી કહ્યું: 'આ વામન દેવોનું કંઈ કામ કાઢવાને આવ્યો હોય તેમ લાગે છે. માટે, જો ત્રણ પગલાંનો એ કંઈ જુદો અર્થ કરે તો માનીશ નહિ. પણ સત્ય અસત્ય ભેગું કરી આપવું ઘટે તેટલું આપજે.'

બલિએ કહ્યું: 'આપ કહો છો તે વાજબી છે. પણ વચન દીધા પછી બ્રાહ્મણને કંઈ આપવાની મારાથી ના કેમ પાડી

શકાય? વળી 'આપીશ' કહીને ન આપીએ કે માગ્યા કરતાં ઓછું આપીએ તો માગનારને અસંતોષ થાય, અને આપેલું નકામું જાય. આ વામન ભલે મારા દુશ્મનનો દોસ્ત હોય, પણ મારો યાચક બનીને આવ્યો છે એટલે હું એને પાછો નહિ કાઢું.'

પોતાના શિષ્યે પોતાનું કહેવું માન્યું નહિ એથી શુક્રાચાર્યને ક્રોધ ચડ્યો. તે બોલ્યો: 'મૂર્ખ, તું મદથી છકી ગયો છે તેથી તને તેની યોગ્ય સજા થયા વગર નહિ રહે.' આમ કહી તેઓ સભા છોડી ચાલી ગયા.

તો પણ બલિ સત્યથી ડગ્યો નહિ. તેણે વામનને વિનતિ કરી: 'આપની ઈચ્છા પ્રમાણે ધરતી માપી લો.'

વામન મહા જ્ઞાની હતા. ઈશ્વરનો તેમણે સાક્ષાત્કાર કર્યો હતો. તેમણે પોતાનું એ પરમાત્મસ્વરૂપ બલિને બતાવ્યું. એ વિરાટ સ્વરૂપના એક પગલામાં પૃથ્વી, ને બીજા પગલામાં સ્વર્ગ સમાઈ ગયું; હજી ત્રીજું પગલું તો બાકી હતું.

'કપટ કરી આ વામનજીએ આપણા ભલા રાજાને છેતર્યા છે.' કહી દૈત્યો વામનને મારી નાખવા ખડા થઇ ગયા. ઘડીકમાં તો કોલાહલ મચી ગયો. પણ બલિએ પોતાના માણસોને તરત શાંત કર્યા પછી વામને બલિને કહ્યું: 'તારૂં સઘળું રાજ્ય અને માલમિલકત મારાં બે પગલામાં આવી જાય છે, કહે, હવે ત્રીજું પગલું ક્યાં મૂકું? આપીશ કહીને હવે તું ત્રીજું પગલું આપતો નથી, માટે તું ઠગ છે એમ સાબીત થાય છે.'

આ સાંભળી બલિ રાજા બોલ્યો: 'ઠગાઇ તો તમે કરી છે કે માગતી વખતે વામન અને લેતી વખતે વિરાટ બની ગયા. લેવાના ને દેવાના ગજ તમારા જુદા છે. હશે, પણ હું મારી પ્રતિજ્ઞાથી ડગવા નથી માગતો. નાણાં કરતાં નાણાંવાળો શ્રેષ્ઠ છે. તેમ મારી મિલકત કરતાં મારું માથું શ્રેષ્ઠ છે, માટે ત્રીજું પગલું મારા માથા પર મૂકો.' આમ કહી બલિએ પોતાનું માથું વામનના ચરણમાં નમાવ્યું.

બલિને પોતાના પગમાં પડેલો જોઇ તથા સત્યને વળગી રહેવાનો તેનો ટેક જોઇ વામન ખુશ થઇ ગયા. તેમણે તેને વચનથી મુક્ત કર્યો, શુક્રાચાર્યની પાસે અધૂરો રહેલો યજ્ઞ પૂરો કરાવ્યો અને દેવદાનવનું સમાધાન કરાવ્યું.



૧. દાનવોનો રાજા બલિ બ્રાહ્મણ હતો, તથા સત્યને છેવટ લગી વળગી રહેનારો હતો. તેણે ઘણા પ્રદેશો જીત્યા હતા, ઘણા યજ્ઞો કર્યા હતા, ઘણું ધન મેળવ્યું હતું ને ઘણું દાન કર્યું હતું. છતાં તે દાનવ કહેવાયો છે. તો, દાનવ કહી શકાય એવું એનામાં કયું લક્ષણ હતું તે વિચારીને કહો.

૨. વામન અને શુક્ર બંને, બલિને મદ ચડયો છે એમ કહે છે, પણ એમ કહેવાનાં બંનેનાં કારણો જુદાં જુદાં છે. એ કારણો તપાસો.

૩. શુક્રાચાર્યને વામન પર વહેમ શાથી આવ્યો? વામન બલિને ઠગ શાથી કહે છે? એ આક્ષેપ સાચો છે? એવો આક્ષેપ કરવામાં વામનનો શો હેતુ હશે?

૪. બલિએ વામનની ઠગાઇ જાણ્યા છતાં શા સારુ એનો વિરોધ ન કર્યો? શુક્ર અને વામન સાથે થયેલો બલિનો સંવાદ ફરી વાંચી જાઓ, અને તે પરથી બલિના ગુણો વિષે નોંધ લખો.



**સત્યવ્રત** નામનો એક રાજા હતો. તે એક નદીને કાંઠે તપ કરતો હતો. એક વાર નદીમાંથી ખોબો પાણી ભરતાં તેના ખોબામાં એક નાનકડી માછલી આવી ગઇ. માછલીને ફરી તે નદીના પાણીમાં નાખવા જતો હતો ત્યાં તેને થયું કે આ માછલી ખૂબ જ નાની છે, તેથી જો હું એને અત્યારે નદીમાં નાખીશ તો મોટી માછલીઓ તેને ખાઇ જશે. આમ વિચારી તેણે માછલીને પોતાના કમંડળમાં નાખી. બીજે દિવસે રાજાએ જોયું તો માછલી એવડી મોટી થઇ ગઇ હતી કે કમંડળમાં રહેવું તેને ફાવતું નહોતું. તેથી રાજાએ તેને ખાબોચિયામાં નાખી. થોડી વાર પછી જુએ છે તો માછલી મોટા મચ્છ જેવડી બની ગઇ હતી, તેથી ખાબોચિયામાંથી કાઢી રાજાએ તેને તળાવમાં નાખી. થોડા જ વખતમાં તળાવમાં તે એવડી મોટી બની ગઇ કે એને એથીયે મોટા જળાશયમાં લઇ જવી પડી. ત્યાંથી વળી એને બીજા વધુ મોટા જળાશયમાં લઇ જવી પડી. આમ એક પછી એક જળાશય બદલી છેવટે રાજા તેને સમુદ્રમાંનાખવા લઇ ગયો. હવે તે માછલી નહોતી, પણ મોટો મગરમચ્છ હતો. એને સમુદ્રમાં નાખવા જતાં રાજાને અવાજ સંભળાયો: 'હે રાજા, આજથી સાતમે દિવસે આ પૃથ્વી ને આકાશ સમુદ્રમાં ડૂબી જશે, માટે એટલા વખતમાં તું બધી વનસ્પતિઓ ભેગી કરી રાખજે. તે વખતે એક નાવ તને તેડવા આવશે. બધાં પ્રાણીઓ તથા ઋષિમુનિઓને લઇને તું એ નાવમાં બેસી જજે. તે વખતે હું તારી પાસે આવીશ. તું તારી નાવ મારાં શિંગડાં સાથે બાંધી દેજે, હું તમને ઇજા ન પહોંચે તેવી રીતે સમુદ્રમાં સાચવીશ.'

રાજાએ આ સૂચના પ્રમાણે કર્યું. તમામ ઔષધિઓનાં બી તેણે ભેગાં કર્યાં, પછી તમામ પશુ-પંખી-પ્રાણીઓને તૈયાર કર્યાં. સાતમે દિવસે બારે મેઘ તૂટી પડ્યા. પૃથ્વી પર સઘળે પાણી પાણી થઈ રહ્યું. આકાશ અને પૃથ્વી જાણે પાણીમાં એકાકાર થઇ ગયાં. એવે વખતે, રાજા ઔષધિઓનાં બી તથા બધાં પ્રાણીઓ અને ઋષિઓને લઇને સમુદ્ર કિનારે આવ્યો, એવામાં એક નૌકા તેની નજીક કિનારા પર આવી પહોંચી. રાજા બધી ઔષધિઓ તથા પ્રાણીઓની સાથે નાવમાં બેઠો, એટલામાં પેલો મચ્છ પણ ત્યાં આવી પહોંચ્યો. મચ્છના શરીર સાથે નાવને બાંધી લેવામાં આવી. જ્યાં લગી પૃથ્વી પર પાણી ફરી વળેલું રહ્યું, ત્યાં લગી નાવને લઇને એ મચ્છે દરિયામાં તર્યા કર્યું. પ્રલયનાં પાણી ઊતરી જતાં નાવ કિનારા પર આવીને ઊભી. મચ્છ અદૃશ્ય થઇ ગયો. રાજાએ બધાં પ્રાણીઓને પૃથ્વી પર ઉતાર્યાં, બધી ઔષધિઓ નવેસરથી વાવી, અને ફરી દુનિયા પર વસતી શરૂ થઇ.



૧. વાર્તા સર્વાંશે અસંભવિત ચમત્કારોથી ભરેલી છે, એટલે તે વિષે કંઈ ખુલાસો આપી શકાતો નથી. પણ એટલું કહેવું જોઇએ કે આવી જળપ્રલયની કલ્પના ખ્રિસ્તી, યહૂદી, પારસી, વગેરે દુનિયાના લગભગ બધા જ ધર્મોનાં જૂનાં પુસ્તકોમાં છે. ભુસ્તરશાસ્ત્રીઓ ને પુરાતત્ત્વવેત્તાઓ મધ્ય એશિયામાં આવા જળપ્રલયની સાબિતીઓ શોધી શક્યા છે. જળનું સ્થળ ને સ્થળનું જળ થયાની તો અનેક એંધાણીઓ તેમને મળી છે. તેઓ કહે છે કે એક કાળે હિંદ, આફ્રિકા અને ઓસ્ટ્રેલિયા ખંડ જમીનથી જોડાયેલા હતા, હાલ જ્યાં અરબી સમુદ્ર છે ત્યાં જમીન હતી, અમેરિકા ખંડ પાણીમાં હતો, પૅસિફિક મહાસાગર જમીન હતી, હિમાલયની જગાએ સાગર હતો, સહરાનું રણ દરિયો હતો, બીજાં નાનાં મોટાં રણો સરોવર હતાં, દરિયાની અંદર વેરાઇ પડેલા ઘણા ટાપુઓ આવા ફેરફારોનાં પરિણામ છે વગેરે.

આવા કોઇ પ્રલય વખતે હિંદના લોકો દેશ છોડી દરિયા પાર જતા રહ્યા હોય ને પચાસ સો વર્ષ પછી ફરી પાછા દેશમાં આવ્યા હોય ને વસવાટ કર્યો હોય એ બનવાજોગ છે.

૨. દેશની જવાબદારી તમારે માથે હોય તો જળપ્રલય વખતે તમે શું શું બચાવવા પ્રયત્ન કરશો? અને જળપ્રલય થઈ ગયા પછી ફરી વસવાટ કરાવાનો હોય તો તમે કઇ કઈ બાબતો પર પહેલું ધ્યાન આપશો?



## ૧૯ સુકન્યા

સુકન્યા એક રાજાની પુત્રી હતી. રાજાને તે ખૂબ વહાલી હતી, તેથી રાજા હમેશાં તેને પોતાની સાથે લઇને ફરતો. એક વખત રાજા વનમાં ફરવા નીકળ્યો અને ચ્યવન નામના ઋષિના આશ્રમ પાસે મુકામ કરીને રહ્યો. સુકન્યાને વનમાં ફરવું, ફળફૂલ જોવાં, ઝાડ પર ચડવું ને સંતાકૂકડી રમવી, અમથી અમથી બૂમો પાડી પશુ પંખીઓને ભડકાવવાં, એવું એવું બહુ ગમતું હતું. આમ ભમતી ભમતી તે એક એકાંત જગાએ આવી પહોંચી. ત્યાં તેણે એક રાફડો જોયો. ધારીને જોતાં રાફડાની અંદર તેને બે ચમકતાં મોતી જેવું કંઈ દેખાયું. એ શું હશે એ જોવા બાળસહજ કુતૂહલથી તેણે અંદર કાંટા ભોંકયા—કાંટા લોહિયાળ થઈ બહાર નીકળ્યા. આ જોઇ સુકન્યા બીની, પણ શું કરવું તે તેને સૂઝયું નહિ.

વાત એમ હતી કે ચ્યવન ઋષિ સમાધિમાં બેઠા હતા, અને એમના શરીર ઉપર આ રાફડો બંધાઇ ગયો હતો.

ચમકતાં મોતી જે જેવું દેખાતું હતું એ ઋષિની આંખો હતી, અને સુકન્યાએ કાંટા વડે એ આંખો વીંધી નાખી હતી. થોડી વાર પછી સુકન્યા, રાજા અને એના આખા સૈન્યને એકદમ પેટમાં પીડ શરૂ થઈ. સૌ આ ઓચિંતા દુઃખથી ગભરાઇ ગયા. રાજાએ વિચાર કર્યો કે નક્કી, આ તપસ્વીના આશ્રમમાં મારાં માણસોમાંથી કોઈએ અપરાધ કર્યો છે, અને તેનું જ આ ફળ છે. સૌને તેણે આ વિષે પૂછવા માંડ્યું. ત્યારે સુકન્યાએ રડતાં ફફડતાં વાત કરી: ‘ રાફડામાં કંઈ મોતી જેવું ચમકતું હતું, તે કાંટાથી તપાસવા જતાં તેમાંથી લોહી નીકળ્યું હતું !' રાજાના પેટમાં ધ્રાસકો પડ્યો. તે સમજી ગયો કે ચ્યવન ઋષિનો ભયંકર અપરાધ થયો છે. રાજા રાફડા પાસે ગયો, અને ધીરે ધીરે રાફડામાં બેઠેલા ઋષિની ક્ષમા માગવા લાગ્યો. બહુ વારે ઋષિએ એની વાત સાંભળી હોંકારો ભણ્યો રાજા ખૂબ દીન થઈ તેમના પગમાં પડ્યો ને દયા માગતો કરગરવા લાગ્યો.

છેવટે ઋષિ બોલ્યા: ‘ રાજા, જેણે મારી આંખો ફોડી છે તે જો જીંદગીભર મારી સેવા કરવા રાજી હોય તો હું તારા પર ખુશ થાઉં.'

રાજાએ ઋષિની સામે નજર કરી. આવા ઘરડા માણસને પોતાની દીકરી કેવી રીતે અપાય ? દીકરીને પૂછવાની પણ તેમની હિંમત ન ચાલી. મુકામ પર જઈ એ ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગ્યા. પિતાને અને સૌને દુઃખી થતા જોઇ સુકન્યા દોડતી ઋષિની પાસે આવી ને એમના પગમાં પડી બોલી: ‘ અજાણે મેં આપનો અપરાધ કર્યો છે, પણ બીજાંઓને

શા સારૂ એની સજા થાય છે? અજ્ઞાનના અપરાધની જો સજા કરવી હોય તો ખુશીથી મને કરો.'

સુકન્યાનું રૂદન સાંભળી ઋષિએ ધીરેથી કહ્યું: 'સુકન્યા, હવે મારી આંધળાની સંભાળ કોણ રાખશે?'

સુકન્યાએ તરત જવાબ દીધો: 'જેણે તમારી એ દશા કરી હોય તે જ તો.'

'હું એ જ માગું છું.'

આ શબ્દો બોલાતાં જ સૌની પેટપીડ મટી ગઇ.

આ મહાન ફેરફાર શાથી થયો એ સમજતાં રાજાને વાર લાગી નહિ. બહાર નીકળતાં જ તેણે ઋષિને હાથ વડે દોરી લાવતી સુકન્યાને જોઇ.

ચ્યવન અને સુકન્યાનાં લગ્ન થયાં. સુકન્યાની સેવાના પ્રભાવે, કહે છે કે ચ્યવન ઋષિ ફરી યુવાન થઈ ગયા હતા.



૧. અજાણે પણ જો ભૂલ થઈ જાય તો કુદરત માફ કરતી નથી. અજાણે કોઈ છાપરેથી પડી જાય તો એને નહિ વાગે શું? છતાં રોજ આપણે અજાણે કેટકેટલી ભૂલો કરીએ છીએ! ખરૂં જોતાં આ બધી ભુલો 'અજાણે' નથી થતી, પણ આપણી બેદરકારીથી, બેપરવાઇથી થાય છે. એક જણે બીડીનું ઠુંઠું હોલવ્યા વગર ફેંકી દીધું ને તેમાંથી કોઈની ઘાસની ગંજી સળગી ગઈ, એ ઠુંઠું ફેંકનારે અજાણે ઠુંઠું ફેંક્યું એમ કહી શકાશે? સુકન્યાએ કાંટો ભોંકયો અને ઋષિની આંખો ફૂટી ગઈ! આ બધાં વિચાર વગર કરેલાં કામ કહેવાય. માણસ તો વિચાર કરનારૂં પ્રાણી છે; ઘેટાં-બકરાંની પેઠે એયે વિચાર કર્યા વગર કાર્યો કરે તો એને માણસ (મનનો ધણી) કહી શકાશે?

૨. કુતૂહલ એટલે જાણવાની ઇચ્છા. એના બે પ્રકાર છે. પશુ પંખીઓ શું ખાય છે, શું પીએ છે, કેમ જીવે છે, ક્યાં રહે છે એ જાણવાની ઇચ્છા એ યે કુતૂહલ છે, ને ઇંડું ફોડી એમાં બચ્ચું છે કે નહિ એ જોવાની ઇચ્છા પણ કુતૂહલ છે. આમાં કયું કુતૂહલ યોગ્ય છે?

૩. સુકન્યા પોતાના કૃત્યને 'અજ્ઞાનનો અપરાધ' કહે છે ; તે તમને ખરું લાગે છે ?

૪. ભૂલ કબૂલ કરવામાં હિંમત જોઈએ છે; ને તેની સજા માગી લેવામા ને હસતે મુખે તે સહેવામાં ખરેખરું શૌર્ય જોઇએ છે. સુકન્યાએ આવી હિંમત ને શૌર્ય બતાવ્યાં છે એમ તમને લાગે છે? શા પરથી?



[ ૨૦ ]

## નાભાગ

એક ડોસો હતો. એને ચાર દીકરા હતા. સૌથી નાનો છોકરો નાભાગ ગુરુને ત્યાં ભણવા ગયો હતો. મોટા ત્રણ છોકરા ઘેર હતા. તેમણે વિચાર કર્યો કે નાભાગ ગુરુને ઘેરથી આવશે તો આપણે તેને ભાગ આપવો પડશે, માટે આપણે તેના આવતા પહેલાં જ બાપની મિલકત વહેંચી લઇએ. બુઢ્ઢા બાપને તો કોઈએ પૂછ્યું જ નહિ, ને મિલકતના ત્રણ ભાગ પાડી વહેંચી લીધા.

વખત જતાં નાભાગ ભણીગણીને ઘેર આવ્યો. આવીને એણે બાપની મિલકતમાં પોતાનો ભાગ માગ્યો. ત્યારે ત્રણે ભાઇઓએ જવાબ દીધો : 'તું સૌથી નાનો, એટલે તારા ભાગમાં અમે સૌથી કીમતી ધન રાખ્યું છે. તું આવ્યો એટલે હવે તે સંભાળી લે.'

નાભાગે કહ્યું : 'લાવો મારા ભાગનું ધન.'

ત્રણે ભાઇઓએ ઓસરી પર બેઠેલા બુઢ્ઢા બાપ ભણી

હાથ કરી કહ્યું : 'એઇ રહ્યો તારો ભાગ ! એ ડોસાને સંભાળી લે.'

નાભાગે બાપ પાસે જઇને કહ્યું : 'મોટા ભાઇઓ કહે છે કે તમે મારા ભાગમાં આવ્યા છો. તમને લઇને મારે શી રીતે ગુજારો ચલાવવો ?'

બાપે દીકરાને માથે હાથ ફેરવી કહ્યું : 'બેટા, નદી કિનારે બ્રાહ્મણો યજ્ઞ કરી રહ્યા છે. તેઓ વારેઘડીએ મંત્રોમાં ભૂલ કરે છે. તું તેમની પાસે જઇને બેસ ને એમને મદદ કર. યજ્ઞ પૂરો થયા પછી તેઓ તને કંઇક આપતા જશે.'

નાભાગ યજ્ઞસ્થળે ગયો. યજ્ઞમાં એણે બ્રાહ્મણોને મદદ કરી. એના બદલામાં યજ્ઞ પૂરો થયા પછી જે કંઇ વધ્યું તે બ્રાહ્મણો નાભાગને આપીને ગયા. નાભાગે વધેલું ધન બાંધી માથે ઉપાડયું ત્યાં મહાદેવ લાલચોળ આંખો કરીને આવી ઊભા, ને બોલ્યા : 'યજ્ઞ કરતાં વધેલાં ધનનો માલિક હું છું, માટે એ મૂકી દે.'

નાભાગે કહ્યું : 'બ્રાહ્મણો એ મને આપીને ગયા છે.'

મહાદેવ બોલ્યા : 'જા, તારા બાપને પૂછી આવ. એ કહે તે ખરૂં.'

નાભાગ પિતાને પૂછવા ગયો. પિતાએ કહ્યું : 'એ ધનના માલિક મહાદેવ છે.' નાભાગે આવી મહાદેવને બધું ધન સોંપી દીધું ને અપરાધ માટે ક્ષમા માગી.

મહાદેવ બોલ્યા : 'નાભાગ, તારા પિતાએ પક્ષપાત ન કર્યો, અને વળી તું સાચેસાચું બોલ્યો તેથી આ ધન હું તને આપું છું ને તારા પર ખુશ થઇ તને આશીર્વાદ આપું છું : 'કલ્યાણ થાઓ.''

નાભાગ ઘેર આવી પિતાને પગે પડયો.



## [ ૨૧ ] અંબરીષ

અંબરીષ ગરીબ બ્રાહ્મણનો પુત્ર હતો. પણ પોતાની બુદ્ધિશક્તિથી રાજા બન્યો હતો. તે ન્યાયી અને ધર્માત્મા હતો. ભગવાને તેની ભક્તિથી પ્રસન્ન થઈ તેનું રક્ષણ કરવા તેને સુદર્શન ચક્ર આપ્યું હતું.

એક વખત રાજા અને રાણીએ કોઈ વ્રત કર્યું. વ્રત પૂરું થયા પછી એમણે ત્રણ રાતના ઉપવાસ કર્યા. ઉપવાસને અંતે બારશની સવારે નહાઈ ધોઇ રાજાએ ભગવાનનું પૂજન કર્યું, પછી બ્રાહ્મણોને જમાડયા ને સુવર્ણ તથા ગાયો દક્ષિણામાં આપી. પછી પોતે પારણાં કરવાની તૈયારી કરી. એવામાં દુર્વાસા નામના ઋષિ ત્યાં આવી ચડયા. પોતાને આંગણે આવેલા અતિથિનો રાજાએ ભાવથી સત્કાર કર્યો, ને પોતાને ત્યાં ભોજન લેવાની પ્રાર્થના કરી. ભોજનની વિનતિ કબૂલ કરી ઋષિ નદીએ સ્નાન સંધ્યા કરવા ગયા.

ઋષિને પાછા આવતાં મોડું થયું. અને, રાજાને પારણાંનો સમય પૂરો થવા આવ્યો. બારશ પૂરી થવાને થોડી જ પળની વાર હતી. એટલામાં જો પારણાં ન કરે તો વ્રત તૂટે, અને જો ઋષિને મૂકીને જમવા બેસે તો અતિથિ-ધર્મ ચુકાય.

વિચારને અંતે રાજાએ નક્કી કર્યું કે પારણાંનો સમય વીતી જતા પહેલાં માત્ર જળથી જ પારણાં કરી લેવાં. છેક છેલ્લી ઘડી સુધી દુર્વાસા ન આવ્યા ત્યારે

તેણે પોતાનું વ્રત ન તૂટે એટલા માટે જળ પીધું. એ જ પળે દુર્વાસા ત્યાં આવી પહોંચ્યા. તેમણે માન્યું કે મને મૂકીને રાજાએ ભોજન કર્યું છે ને હવે એ પાણી પીએ છે. આથી તેમને ક્રોધ ચડ્યો. રાજાએ નમ્રતાથી કહ્યું : ' મારો અપરાધ ક્ષમા કરો. વ્રત ન તૂટે એટલા માટે મેં માત્ર જળ પીધું છે. બીજું કંઈ ખાધું નથી.'

પણ ઋષિએ કશું સાંભળ્યું નહિ. તે ક્રોધથી બોલી ઊઠ્યા : ' રે દુષ્ટ ! મને અતિથિને જમવાનું નોતરું દઈ તું વહેલો વહેલો જમી ગયો—રહે, તને યોગ્ય સજા કરું છું '

આમ કહી દુર્વાસાએ રાજાને બાળી મૂકવા આંખમાંથી ક્રોધની જ્વાળાઓ છોડવા માંડી. એ જ પળે, અંબરીષને ભગવાને આપેલું પેલું ચક્ર છૂટ્યું ને દુર્વાસાને મારવા ધસ્યું. દુર્વાસા જીવ લઈને નાઠા. તેમની પાછળ ચક્ર દોડ્યું. દુર્વાસા જ્યાં ગયા ત્યાં પાછળ ચક્ર દેખાયું. કોઈએ તેમને આશ્રય આપ્યો નહિ. છેવટે થાકીને દુર્વાસા અંબરીષની પાસે આવ્યા ને એના પગમાં પડ્યા. અંબરીષે તરત જ ઊભા થઈ જઈ દુર્વાસાને માનપૂર્વક આસન પર બેસાડ્યા. ચક્ર શાંત થઈ ગયું.

પછી રાજાએ દુર્વાસાને કહ્યું : ' મહારાજ ! આપ ભોજન કરી લો. હું આપની વાટ જોઈ રહ્યો છું.'

હેં ! હેં ! કરતા દુર્વાસા ભોજન કરવા ઊઠ્યા. રાજાએ આદરપૂર્વક એમને જમાડ્યા ને પછી એ પોતે જમ્યો.



૧. એક તરફ અંબરીષને અતિથિધર્મ પાળવાનો હતો, બીજી તરફ એને વ્રતધર્મ પાળવાનો હતો. આવી રીતની મુસીબતને 'ધર્મસંકટ' કહે છે.

૨. દુર્વાસાની પાછળ ચક્ર પડ્યું, ને દુર્વાસા થાકીને પાછા અંબરીષને ત્યાં આવ્યા ત્યાં સુધી અંબરીષ ભૂખ્યા બેસી રહ્યા એનું કારણ શું ?

૩. દુર્વાસાએ અંબરીષનો ખુલાસો સાંભળ્યો જ નહિ. એ પરથી એમનો સ્વભાવ તમને કેવો લાગે છે ?



# [ ૨૨ ] શુનઃશેપ

હરિશ્ચંદ્ર નામે એક રાજા હતો. તેને પુત્ર નહોતો. તેણે વરુણદેવની પ્રાર્થના કરી: 'હે દેવ, જો મને પુત્ર થશે તો હું એ પુત્ર તમને ચઢાવીશ.' રાજાને પુત્ર થયો. વરુણદેવ આવીને ઊભા: 'રાજા, તારા પુત્રનું બલિદાન દે.' રાજા બોલ્યો: 'હજી એને દશ દિવસનો તો થવા દો.'

દશ દિવસ વીતી ગયા. વરુણ ફરી આવ્યા ને બોલ્યા: 'રાજા, તારા પુત્રનું મને બલિદાન દે.' હરિશ્ચંદ્રે કહ્યું: 'હજી તો એ અપવિત્ર છે. એને દાંત આવે ત્યારે આવજો.' વરુણ પાછા ગયા.

છોકરાને દાંત આવ્યા. ફરી વરુણે છોકરાની ઉઘરાણી કરી. રાજાએ કહ્યું: 'આ તો હજી દૂધિયા દાંત કહેવાય, પાકા દાંત આવે ત્યારે છોકરો યજ્ઞલાયક થાય." છોકરાના દૂધિયા દાંત ગયા ને પાકા દાંત આવ્યા. વળી વરુણદેવ આવી ઊભા, ને કહ્યું: 'રાજા, છોકરો ?' હરિશ્ચંદ્રે કહ્યું: 'ખરું, પણ ક્ષત્રિય કુમાર બખ્તર પહેરતો થાય ત્યારે પવિત્ર ગણાય. માટે તે વખતે આવજો.'

આ પ્રમાણે પુત્રસ્નેહને લીધે રાજા વાયદા કર્યા કરી વરુણદેવને ઠગતો હતો. પણ એ ક્યાં લગી ચાલે ? પુત્ર જુવાન વયનો થયો, અને હવે થોડા વખતમાં વરુણદેવ ઉઘરાણીએ આવશે એમ જાણી રાજાએ છોકરાને બોલાવી બધી વાત કરી.

પુત્રનું નામ રોહિત હતું. બાપે પોતાનું બલિદાન આપવાનું વચન આપ્યું છે એ જાણી એ બીન્યો ને જીવ બચાવવા ધનુષ લઇ જંગલમાં નાસી ગયો.

આ તરફ વરુણે હરિશ્ચંદ્ર પાસે છોકરાની ઉઘરાણી કરી. હરિશ્ચંદ્રે કહ્યું: ‘ છોકરો મારો હાથથી ગયો. હું શું કરું ? ’

જંગલમાં રોહિતને ખબર મળ્યા કે પિતા હરિશ્ચન્દ્ર જલોદરથી ખૂબ પીડાય છે. પિતાને મળવાનું તેને મન થયું. તે આવવા નીકળ્યો, પણ રસ્તામાં ઇંદ્ર મળ્યો. તેણે કહ્યું: ‘ મરવાનો થયો લાગે છે. ઘેર જઇને શું કરવું છે ? ફરતો ફર. ફરીશ તો કાંઈ પામીશ. ’

રોહિત પાછો વળ્યો ને વરસ દિવસ વનમાં ફરવામાં પસાર કર્યો. બીજે વર્ષે તે ઘેર આવવા નીકળ્યો, પણ તે વખતે યે ઇન્દ્રે તેને પાછો કાઢયો. આવું પાંચ વખત થયું. છેવટે રોહિતે એક યુકિત કરી.

એક ગરીબ બ્રાહ્મણ હતો. તેને ત્રણ દીકરા હતા. બિચારો બ્રાહ્મણ કુટુંબ સાથે ભૂખે મરતો હતો. એને થોડુંક ધન આપી રોહિતે એના એક છોકરાને વેચાતો લીધો. એ છોકરાનું નામ શુનઃશેપ હતું. શુનઃશેપને લઈ રોહિત

બાપને મળવા ગયો; ને બોલ્યોઃ 'આ છોકરાને મેં વેચાતો લીધો છે. મારે બદલે તમે વરુણને તેનું બલિદાન આપો.'

રાજાને આ વાત ગમી. શુનઃશેપનું બલિદાન ધરવા તેણે યજ્ઞ આરંભ્યો. જેમ યજ્ઞમાં હોમવાના પશુને થાંભલે બાંધવામાં આવતું તેમ શુનઃશેપને થાંભલે બાંધવાનો વખત આવ્યો. પણ એને બાંધે કોણ ? આ કંઇ પશુ થોડું જ હતું ? બ્રાહ્મણોએ એ ક્રૂર કૃત્ય કરવાની ના પાડી. ત્યારે શુનઃશેપનો બાપ બોલ્યોઃ 'હું એને થાંભલે બાંધું, મને સો મહોર આપો તો.' રાજાએ એને સો મહોરો આપી. શુનઃશેપને એના બાપે યજ્ઞને થાંભલે બાંધ્યો.

હવે બલિદાનનો વખત આવ્યો. શુનઃશેપનો વધ કરવાની હિંમત કોણ કરે ? મનુષ્યવધ કરવાની બ્રાહ્મણોની હિંમત ન ચાલી. વળી શુનઃશેપનો બાપ બોલ્યો: 'હું એનો વધ કરું–મને બીજી સો સોનામહોરો આપો તો.' રાજાએ એને સોનામહોરો આપી. એણે તલવાર ઘસીને તૈયાર કરી.

શુનઃશેપના વધનો વખત થયો. તેને પ્રાર્થના કરવાનું કહેવામાં આવ્યું, ત્યારે તે હસી પડયો. સૌએ નવાઇ પામી હસવાનું કારણ પૂછ્યું. તે બોલ્યો: 'જેમણે મને જન્મ દીધો તે માબાપે મને પોતાનો જીવ બચાવવા વેચ્યો, જે પિતા રક્ષણ કરે તે મારો વધ કરવા તૈયાર થયા, જે રાજા ગૌબ્રાહ્મણપ્રતિપાલક કહેવાય તે પોતાના પુત્રનો જીવ બચાવવા બીજાના પુત્રનો જીવ લે છે, જે દેવતા વરૂણ પ્રાણીને સુખી કરે તે પ્રાણીનું બલિદાન માગે છે અને હવે તમે

મને પ્રાર્થના કરવાનું કહો છો! પણ જ્યાં વાડ ચીભડાં ગળે ત્યાં હું પ્રાર્થના કોની કરું? સંસારની આ વિચિત્રતા જોઇ મને હસવું આવે છે.'

વિશ્વામિત્ર ઋષિ આ યજ્ઞ કરાવવા બેઠા હતા. શુનઃશેપનું બોલવું સાંભળી તે તેના પર ખુશ થઇ ગયા. તેમણે એનાં બંધન તોડી નાખી એને તરત છૂટો કરી દીધો. વરુણે પણ બલિદાનની જરૂર નથી એમ કહ્યું.

પછી, હરિશ્ચંદ્રનું જલોદરનું દરદ પણ મટી ગયું.

હવે શુનઃશેપના બાપે પુત્રને પોતાને ઘેર આવવાનું કહ્યું. પણ શુનઃશેપે એનો તિરસ્કાર કરી કહ્યું: 'તમારે ઘેર હું નહિ આવું. નીચમાં નીચ માણસ પણ ન કરે તેવું કૃત્ય તમે કર્યું છે. તમને પિતા કોણ કહે?'

વિશ્વામિત્ર ઋષિ શુનઃશેપને પોતાને ઘેર લઇ ગયા. શુનઃશેપ પછી મહા જ્ઞાની થયો. તેણે કેટલાક મંત્રો પણ રચ્યા. વિશ્વામિત્રે એક દિવસ પોતાના પુત્રોને ભેગા કરી કહ્યું: 'આ શુનઃશેપ તમારાથી ઉંમરમાં નાનો છે, પણ હું તેને તમારા મોટાભાઇ તરીકે સ્થાપું છું, માટે તમે સૌ તેની આજ્ઞામાં રહેજો. આજથી શુનઃશેપ મારા વંશનો ગણાશે.'

પુત્રોએ પિતાની આજ્ઞા માથે ચડાવી કહ્યું: 'શુનઃશેપ અમારા મોટાભાઇ છે.'



૧. વેદકાળમાં ઋષિઓના યજ્ઞો સાદા અને ઘણે ભાગે દૂધ, ઘી, અન્ન વડે થતા. પણ તેમના પહેલાંના કાળમાં, દ્રાવિડ વિગેરે અનાર્ય જાતો મનુષ્યનું બલિદાન આપતી હશે એમ વેદ વગેરે પરથી જણાય છે. પછી મનુષ્યનુ બલિદાન બંધ થયું, ને પશુનું બલિદાન થવા લાગ્યું. ત્યારપછી, જૈન–બૌદ્ધ-ધર્મોની અસર પછી, ડાંગરના યજ્ઞ થવા લાગ્યા. છતાં કોઈ વાર પશુનું બલિદાન અપાતું. ત્યારપછી જ્ઞાન અને ભક્તિમાર્ગનો ઉદય થયો.

૨. હરિશ્ચન્દ્રને પોતાનો પુત્ર એવો વહાલો છે કે વરૂણને એ એક પછી એક વાયદા દીધા કરે છે. એ જ હરિશ્ચન્દ્ર પારકા છોકરાનું બલિદાન દેવા તરત તૈયાર થઇ જાય છે. રોહિતનેય જીવ એવો વહાલો છે કે મરવાનું સાંભળી પોતે જંગલમાં નાસી જાય છે, ને પીડાતા બાપને જોવા યે આવતો નથી.

જેને પોતાનો જીવ આવો વહાલો છે એ રોહિત પૈસાના જોરે શુનઃશેપને ખરીદી તેનું બલિદાન આપવા નીકળે છે. શુનઃશેપને પણ પોતાનો જીવ તો વહાલો હશે એ એને યાદ આવતું નથી. શુનઃશેપનો બાપ દરિદ્ર ને ભિખારી છે. પોતાનું દારિદ્ર મટાડવા, ને જીવતો રહેવા તે શુનઃશેપને વેચી દે છે, અને એનો વધ કરવા પણ તૈયાર થાય છે. મને જીવવાનું મન છે તેવું શુનઃશેપને પણ હશે એ એને નથી સૂઝતુ.

૩. શુનઃશેપને પ્રાર્થના કરવાનું કહ્યું ત્યારે તેને હસવું કેમ આવ્યું ? વિશ્વામિત્ર શુનઃશેપ પર શાથી ખુશ થઈ ગયા? શુનઃશેપે બાપને ત્યાં જવાની કેમ ના પાડી ? શુનઃશેપ ઉંમરમાં નાનો હતો, છતાં વિશ્વામિત્રના પુત્રોએ તેને 'મોટાભાઇ' કેમ માન્યો ?

૪. 'વાડ ચીભડાં ગળે' એટલે શું ? 'ગૌબ્રાહ્મણપ્રતિપાલક'નો અર્થ સમજો. [ ગૌ એટલે ગાય, જ્ઞાન, પૃથ્વી; બ્રાહ્મણ એટલે વિદ્વાન, જ્ઞાની. ]



[ ૨૩ ]

# સીતા–રામ

દશરથ નામે એક રાજા હતો. એને ત્રણ રાણીઓ—કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી. સરયુ નદીને તીરે અયોધ્યા શહેરમાં એની રાજધાની હતી. ઘડપણમાં રાજાને ચાર પુત્રો થયા: રામ, લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન. ચારે ભાઈઓ ખરા ક્ષત્રિય હતા, તેમાંયે રામ અને લક્ષ્મણની તો ખરેખરી જોડ. એક દિવસ વિશ્વામિત્ર ઋષિ આવી રામલક્ષ્મણને પોતાના આશ્રમમાં તેડી ગયા, અને ત્યાં તેમને ધનુર્વિદ્યા શીખવી. રાક્ષસો વિશ્વામિત્રને ખૂબ પજવતા હતા; તેમને રામલક્ષ્મણે મારી કાઢયા. પાછા ફરતાં રસ્તામાં મિથિલા નગરી આવી. મિથિલાના રાજાનું નામ જનક હતું.

જનકને સીતા નામે પુત્રી હતી. પુત્રીના વિવાહ સંબંધમાં જનકે એવું પણ લીધું હતું કે મારી પાસે શંકર ભગવાનનું ગંજાવર ધનુષ છે, એ ધનુષ જે ભાંગે તેને સીતા પરણાવું. ઘણા રાજાઓ સીતાને વરવા આવ્યા હતા, પણ કોઇથી ધનુષ ઊંચું યે થયું નહિ, અને રામે તો એ સહેલાઈથી ઉપાડી, તડડ તડ કરીને શેરડીના સાંઠાની જેમ તોડી નાખ્યું. રામ અને સીતાનાં લગ્ન થયાં.

દશરથ રાજા ઘરડા થયા હતા. તેમણે રામને ગાદીએ બેસાડવાનો ઠરાવ કર્યો. ઉત્સવની તૈયારીઓ ચાલવા લાગી. આવતી કાલે સવારે રામનો રાજ્યાભિષેક થવાનો છે, ત્યાં દશરથ રાજાની સૌથી નાની રાણી કૈકેયી રિસાઇને બેઠી. તે બોલી: ‘મને બે વરદાન આપવાનું તમે ઘણા વખત પહેલાં વચન આપેલું છે; આજે મારે બે વાનાં માગવાં છે.’

રાજાએ કહ્યું: ‘માગ, માગ, માગે તે આપું.’

અને કૈકેયીએ માગ્યું: 'રામને ચૌદ વરસ વનવાસ મોકલો અને મારા ભરતને ગાદીએ બેસાડો.'

આ સાંભળી, રાજા તો બેભાન થઈ પડી ગયા. ખબર સાંભળી આખા નગરમાં હાહાકાર થઈ ગયો, પણ પિતાનું વચન કંઈ જૂઠું પડવા દેવાય ? રામ કહે: 'રઘુકુલ રીતિ સદા ચલી આઈ, પ્રાણુ જાહિં વરુ બચન ન જાઈ.' એ તો વનમાં જવા નિકળ્યા. સીતા કહે: 'હું સાથે આવવાની. જ્યાં તમે ત્યાં હું.' લક્ષ્મણ કહે: 'હું આવવાનો. વનમાં તમારી સેવા ચાકરી કરીશ.'

રામ, લક્ષ્મણ ને સીતા વનમાં જવા નીકળ્યાં. આખું ગામ રડવા લાગ્યું: 'બન ચલે રામ રઘુરાઈ. !'

નાસિકની પાસે પંચવટીમાં જઈને રામ ઝૂંપડી બાંધી રહ્યા. તે વખતે એ પ્રદેશ ઘોર જંગલ હતો, ને રાક્ષસોથી ભરેલો હતો. લંકામાં રાવણ નામે રાજા હતો. તે બ્રાહ્મણ હતો, વિદ્વાન હતો, પણ ભારે અભિમાની અને લોભી હતો. બાવાના વેશે આવી એક દિવસ, એ કપટથી સીતાને ઉપાડી ગયો. રામ લક્ષ્મણ તે વખતે શિકાર કરવા ગયા હતા. ઘેર આવીને જુએ તો સીતા ન મળે. એ તો સીતાને શોધવા ચાલ્યા. રસ્તામાં કિષ્કિંધા નામે રાજ્ય આવ્યું. ત્યાં વાનર જાતિના લોકો રહેતા હતા. એ વાનરોના સરદાર, સુગ્રીવ, હનુમાન, અને અંગદ હતા. તેમણે રામને મદદ કરી. એ વાનરોનું ભારે લશ્કર લઈ રામે લંકા ઉપર ચઢાઈ કરી. રામ રાવણનું ભયંકર યુદ્ધ થયું. રાવણ મરાયો. રામ લક્ષ્મણ સીતાને લઈ પાછા અયોધ્યા આવ્યા.

રામ હવે ગાદીએ બેઠા, ને રૈયત સુખી થાય તેમ રાજ્ય કરવા લાગ્યા. એક વખત એવું બન્યું, કે કોઈ ધોબીએ ઘરમાં

કજિયો થતાં રામની નિંદા કરી કહ્યું કે રાક્ષસના ઘરમાં રહેલી સીતાને રામે ન રાખવી જોઇએ. આ સાંભળી પ્રજાને ખુશી કરવા રામે સીતાને વનમાં મોકલી દીધી. એકલી બિચારી સીતા વનમાં રડયા કરે. એટલામાં વાલ્મીકિ મુનિ ત્યાં આવી પહોંચ્યા, ને એને પોતાના આશ્રમમાં લઈ ગયા. સીતાએ ત્યાં બે પુત્રોને જન્મ આપ્યો. તેમનાં નામ લવ અને કુશ. વાલ્મીકિ મહા કવિ હતા. તેમણે સંસ્કૃતમાં રામાયણ લખ્યું ને લવ કુશને તે ગાતાં શીખવ્યું.

રામ ચક્રવર્તી રાજા હતા. તેમણે અશ્વમેધ યજ્ઞ કર્યો. આ યજ્ઞ કરનાર રાજા એક ઘોડો છૂટો મૂકે અને ઘોડો ગમે ત્યાં જાય. ઘોડાની પાછળ રાજાનું સૈન્ય જાય, અને જો કોઇ એ ઘોડાને રોકે કે બાંધે તો તેની સામે થઈ એ ઘોડાને છોડાવે ને ફરી છૂટો મૂકે. આમ આખા દેશમાં ફરી ઘોડો પાછો ઘેર આવે ત્યારે યજ્ઞ કરવામાં આવે. આ યજ્ઞ કરવામાં રાજાની સાથે રાણીએ બેસવું જોઇએ. રામ રાજા હતા, પણ એમની રાણી સીતા ક્યાં હતી? એટલે એમણે સીતાની સોનાની મૂર્તિ બનાવી બેસાડી. યજ્ઞ શરૂ થયો—ત્યાં વાલ્મીકિ લવકુશને લઇને આવી પહોંચ્યા. લવકુશે રામાયણ ગાયું, રામ ખુશ થયા. તેમણે પુત્રોને ઓળખ્યા. વાલ્મીકિ સીતાને લાવ્યા, ને તેનો સ્વીકાર કરવાનું રામને કહ્યું. રામ મુંઝાયા. વાલ્મીકિની વાત સાચી હતી, પણ લોકોનું મન માનવું જોઇએ ને! કારણ કે પ્રજાને ખુશ રાખવી એ રાજાનો ધર્મ છે. હજીયે લોકોમાં મારી નિંદા થાય છે એ જોઇ સીતાના મનને ખૂબ દુઃખ થયું, અને એ દુઃખમાં તરત જ એમના પ્રાણ નીકળી ગયા.



૧. કેટલાક કહે છે રામાયણ સાચેસાચ બનેલો વૃત્તાંત છે, કેટલાક કહે છે કે એ મનુષ્યોને બોધ આપવા માટે ગોઠવેલું દૃષ્ટાન્ત છે. ગમે તેમ, પણ રામાયણે કરોડો લોકોના હૃદયમાં અચળ સ્થાન પ્રાપ્ત કર્યું છે. એણે પિતૃભક્તિ, ભ્રાતૃભક્તિ, પતિભક્તિ, પત્નીભક્તિ, પ્રજાભક્તિ, સ્વામીભક્તિ અને ધર્મભક્તિના વિધવિધ આદર્શો પૂરા પાડયા છે. અને એ આદર્શો એવા છે કે દેશ, કાળ ને પરિસ્થિતિમાં ગમે એવા ફેરફાર થાય છતાં એમાં ફરક થાય એમ નથી. પિતાના વચનથી રામ વનમાં ગયા. ભાઈની સેવા કરવા લક્ષ્મણ રામની સાથે વનમાં ગયા, ભરતે ગાદીએ બેસવાની ના પાડી, સીતા પતિના દુઃખમાં ભાગ લેવા વનમાં ગયાં, રાજા રામે પ્રજાને ખુશ રાખવા સીતાનો ત્યાગ કર્યો, ને એ સીતા પ્રત્યેના પ્રેમને લીધે યજ્ઞમાં તેની મૂર્તિ બનાવીને મૂકી, હનુમાને જીવ જોખમમાં મૂકી સુગ્રીવ અને રામનાં કામ કર્યાં, વિભીષણે ધર્મની ખાતર સગા ભાઇ રાવણનો ત્યાગ કર્યો—આ બધાં દૃષ્ટાન્તો અમર છે.

૨. શેરીનાં બાળકોને ભેગાં કરી આ રામાયણકથા તેમને સંભળાવો.

૩. તમારી નાની બહેનને માટે 'સીતા'ની વાર્તા તમારી મેળે લખો.



## [૨૪] પરશુરામ

જગદગ્નિ નામે એક ઋષિ હતા. તેમને પરશુરામ નામનો એક પુત્ર હતો. એક વખત સહસ્રાર્જુન નામનો રાજા ઋષિને ત્યાં મેમાન થયો. ઋષિએ તેનો ભાવપૂર્વક સત્કાર કર્યો અને જમાડયો. સહસ્રાર્જુને ઋષિના આશ્રમમાં એક સુંદર ગાય જોઇ. એ ગાય તેને એટલી બધી ગમી ગઇ કે ઋષિને પૂછ્યા વગર તેણે તે લઇ જવા પોતાનાં માણસોને હુકમ કર્યો. માણસોએ તે પ્રમાણે કર્યું.

સહસ્રાર્જુનના ગયા પછી સૌને ખબર પડી કે રાજા ગાય ચોરી ગયો છે. ક્ષત્રિય થઇને આવું હીન કૃત્ય કરે એ પરશુરામથી સહન થયું નહિ. ધનુષ, બાણ, અને ફરશી લઈને તેઓ સહસ્રાર્જુનની પાછળ પડયા. ખુનખાર જંગ મચ્યો, પરશુરામે સહસ્રાર્જુનનો નાશ કર્યો, અને ગાયને તેઓ પાછી લઇ આવ્યા.

પરશુરામનું આ પરાક્રમ જોઈ ઋષિ બોલ્યા : 'તેં બ્રાહ્મણ થઇ ક્ષત્રિયનું કામ કર્યું છે, વળી વગર કારણે રાજાને મારી નાખ્યો છે, માટે તીર્થયાત્રા કરી પવિત્ર થઇ આવ.'

પરશુરામ એક વર્ષ સુધી તીર્થયાત્રા કરી ઘેર પાછા આવ્યા. એમનો સ્વભાવ તો હજી એનો એ હતો. એમની પરશુ (ફરસી)ને એ જરાયે રેઢી મૂકતા નહિ.

પરશુરામની માતાનું નામ રેણુકા હતું. એક દિવસ રેણુકા નદીએ પાણી ભરવા ગયાં હતાં. પાણી ભરીને આવતાં તેમને જરા વાર થઇ. ઋષિ હોમ કરવા બેઠેલા, તે મોડું થવાથી ગુસ્સે થઈ ગયા. એકદમ તેમણે પોતાના દીકરાઓને હુકમ કર્યો, 'તમારી માનું માથું કાપી નાખો.'

દીકરાઓ આભા બની ગયા. કોઇ આ ભયંકર કૃત્ય કરવા તૈયાર ન થયું. એટલામાં ખભે પરશુ ધારણ કરીને પરશુરામ ત્યાં આવી પહોંચ્યા. ગુસ્સામાં ઊભેલા ઋષિએ પરશુરામને હુકમ કર્યો : 'આ તારી મા અને તારા ભાઈઓનાં માથાં કાપી નાખ.'

ખભેથી પરશુ ઉપાડી પરશુરામે તરત જ પિતાની આજ્ઞાનું પાલન કર્યું.

પિતાએ કહ્યું : 'તેં મારી આજ્ઞા પાળી તેથી હું તારા પર ખુશ થયો છું. માગ, તારે શું જોઈએ ?'

પરશુરામે શાંતિથી કહ્યું : 'મારી મા તથા ભાઈઓ જીવતાં થાઓ, તેમના અપરાધની ક્ષમા મળો, અને મેં તેમને મારી નાખ્યાં એ વાત ભુલાઈ જાઓ.'

ઋષિએ પરશુરામની ઇચ્છા પૂરી કરી.

જે સહસ્રાર્જુનને પરશુરામે મારી નાખ્યો હતો તેના દીકરા હવે મોટા થયા હતા. એક દિવસ પરશુરામ આશ્રમમાં નહોતા. એ તક જોઈ સહસ્રાર્જુનના એ દીકરા પોતાના પિતાનું વેર વાળવા આશ્રમમાં આવ્યા. તે વખતે જગદગ્નિ ઋષિ ભગવાનનું ધ્યાન ધરતા બેઠા હતા. સહસ્રાર્જુનના દીકરાઓએ તેમનું માથું કાપી નાખ્યું. ધમાધમ સાંભળી રેણુકા ત્યાં દોડી આવી; તેણે ઘણા કાલાવાલા કર્યા, પણ એ દુષ્ટો ઋષિનું માથું કાપી લઈને નાસી ગયા.

'પરશુરામ ! પરશુરામ !'ની રેણુકાએ હૈયાફાટ ચીસો પાડવા માંડી ને માથું કૂટવા માંડ્યું. દૂરથી પરશુરામે એ ચીસો સાંભળી. એ દોડતા આવ્યા. બારણામાં પેસતાં જ આ ભયંકર દેખાવ જોઈ એ ક્રોધથી સળગી ગયા. આ કોનું કૃત્ય છે એ જાણતાં એમને ક્ષત્રિયો પર એટલો રોષ વ્યાપી ગયો કે પૃથ્વી પર કોઈ ક્ષત્રિયને જીવતો નહિ મૂકું એવો એમણે નિશ્ચય કર્યો.

પરશુરામ પરશુ લઈને ઊપડયા, અને સહસ્રાર્જુનના

દીકરાઓને મારી એનાં માથાંનો ગામ વચ્ચે ઢગલો કરાવ્યો. આ રીતે, એકવીસ વખત પરશુરામે ક્ષત્રિયોની સામે લડાઈઓ કરી હતી, ને તેમનો ભયંકર સંહાર કર્યો હતો.

પાછળથી તેમનું મન આ ઘોર હિંસાથી ત્રાસી ગયું. તેમણે હથિયારનો ત્યાગ કર્યો, અને બ્રાહ્મણ તરીકે બાકીનું આયુષ્ય પૂરું કર્યું.



૧. ક્ષત્રિયો ક્ષાત્રધર્મ ચૂકવા માંડયા, અને પ્રજાપીડક બનવા માંડયા તે કાળનું આ વાર્તામાં સૂચન છે.

૨. જમદગ્નિ પરશુરામને 'તેં વગર કારણે રાજાને મારી નાખ્યો છે' એમ કેમ કહે છે? જમદગ્નિએ રેણુકા અને પુત્રોને મારી નખાવ્યા એ કૃત્યને 'વગર કારણે' કહી શકાય?

૩. પરશુરામે એક ક્ષત્રિયના વાંકે આખી ક્ષત્રિયજાતિને દુષ્ટ ગણી તેનો નાશ કરવા માંડયો એ યોગ્ય હતું? એમ કરવામાં એ સફળ થઈ શકયા? બ્રાહ્મણનો ધર્મ તજી ક્ષત્રિય બનવામાં એમણે બ્રાહ્મણ ક્ષત્રિય બંનેને નુકસાન કર્યું એમ તમને લાગે છે?

૪. પરશુરામે સહસ્રાર્જુનને માર્યા ને સહસ્રાર્જુનના દીકરાઓએ પરશુરામના બાપને માર્યા—આમ વેરઝેરનો પ્રવાહ ચાલ્યો. વેરથી વેર ટળ્યું નહિ, પણ ઊલટું વધ્યું. શું કર્યું હોત તો એ બંને મહાન કુળ વચ્ચે વેર થવા વખત જ ન આવત?



# પુરુ

યયાતિ નામનો એક રાજા હતો. તે ઘરડો થયો હતો. માથાના વાળ ધોળા પૂણી જેવા થઇ ગયા હતા. દાંત પણ પડી ગયા હતા. કમર ભાંગી ગઇ હતી ને ખૂંધો થઇ ગયો હતો. ચામડી લબડી પડી હતી. મોંમાંથી લાળ નીકળતી હતી. આંખે સૂઝતું નહિ. કાને સંભળાતું નહિ. લાકડીને ટેકે માંડ થોડુંક ચલાતું. આવી અવસ્થાથી એ બહુ કંટાળી ગયો હતો. એણે ફરી જુવાન થવાનો વિચાર કર્યો. પણ વીતી ગયેલો કાળ કેવી રીતે પાછો આવે ? મોભનાં પાણી પાછાં વળે ખરાં ?

રાજા ગુરુ શુક્રાચાર્ય પાસે ગયો. શુક્રે કહ્યું: 'એક ઉપાય છે. જો કોઈ પોતાની જુવાની આપી તારું ઘડપણ રાજીખુશીથી લેવા તૈયાર હશે તો તું જુવાન થઈશ.'

રાજાએ ઘેર આવી પોતાના મોટા પુત્રને બોલાવી કહ્યું: 'આ ઘડપણથી હું કંટાળી ગયો છું. એટલે તને કહું છું કે તારી જુવાની મને આપી મારું ઘડપણ તું લે.'

આ વિચિત્ર વાત સાંભળી મોટા પુત્રને હસવું આવ્યું. પછી તે બોલ્યો: 'એવું કરવાથી મને શો ફાયદો ?'

'એથી તું તારા પિતાને સુખી કરી શકીશ.' રાજાએ કહ્યું.

'પણ મારું સુખ તો જાય ને ! વળી લોકો હસે કે બાપ જુવાન ને દિકરો ડોસો ! મારે એવી હાંસી નથી કરાવવી.' આમ કહી મોટો પુત્ર જતો રહ્યો.

પછી રાજાએ બીજા પુત્રને બોલાવી આની આ વાત કરી. તેણે યે જુવાની આપવાની ના પાડી. ત્રીજા પુત્રે પણ

ના પાડી, ચોથા યે પણ ના પાડી. છેવટે સૌથી નાના પુરુનો વારો આવ્યો.

બાપે એને પૂછ્યું: 'દીકરા, મારે જુવાન થવું છે, તું તારી જુવાની મને આપી મારું ઘડપણ લઈશ. ?'

પુરુએ હા પાડી; તે બોલ્યો: 'આ ઘડપણને લીધે તમે કેવા દુઃખી થાઓ છો એ મને ખબર છે. તમને સુખી કરી શકતો હોઉં તો મારી જુવાની તો શું, જિંદગી આપવા તૈયાર છું.'

પુરુનાં આ વચનથી પ્રસન્ન થઈ પિતાએ તેને પૂછ્યું: 'તું જાણે છે કે ઘડપણથી હું કેવો દુઃખી થાઉં છું અને છતાં તું મારું ઘડપણ લેવા કેમ તૈયાર થાય છે?"

પુરુએ કહ્યું: 'ગુરુજીએ એક વાર કહ્યું હતું: પિતાએ કહ્યા પહેલાં જે પિતાનું કામ કરે તે પુત્ર ઉત્તમ કહેવાય, કહ્યા પછી જે કરે તે મધ્યમ, અને કહ્યા છતાં ન કરે તે અધમ. આથી હું હમેશાં તમને જે ગમે તે કરવા તયાર રહું છું. મને ગમે કે ન ગમે એ હું જોતો જ નથી.'

નાના પુરુની પિતૃભક્તિથી અતિ પ્રસન્ન થઇ યયાતિએ તેને તેની જુવાની પાછી આપી, તથા પોતાનું રાજ્ય પણ તેને જ સોંપી, તેના મોટાભાઈઓને તેના હાથ નીચે મૂકયા.



૧. ઘડપણ અને જુવાનીનો અદલોબદલો થઇ શકે ખરો? સૌ કહેશે, 'ના', કારણકે બાળપણ, જુવાની, અને ઘડપણ એ શરીરની અવસ્થાઓ અનુક્રમે આવે છે, એનો ક્રમ કુદરતી છે, તેથી માણસ એમાં ફેરફાર ન કરી શકે.

માણસની અંદર મન રહેલું છે. એ મન પણ બાળક, યુવાન અને વૃદ્ધ બને છે. પરંતુ માણસ જો ધારે તો મનને હમેશાં યુવાન રાખી શકે.

અમારા ગામમાં સિત્તેર વર્ષના એક વૃદ્ધ પુરુષ છે પણ તેમનો ઉત્સાહ ને કાર્ય કરવાની શક્તિ પચીસ વર્ષના જુવાનને શરમાવે તેવાં છે. બીજી બાજુ, વાટે ને ઘાટે એવા અસંખ્ય જુવાનો જોવામાં આવે છે જેઓ શરીરે જુવાન છે, પણ તેમના મનમાં નથી ઉત્સાહ, નથી હામ, નથી સહનશીલતા. તેમનાં મન બુઢ્ઢાં થઈ ગયાં છે. શરીર ઘરડું થાય, પણ મન કદી ઘરડું ન થાય એ વિદ્યા માણસે શીખી લેવી જોઈએ.

૨. પુરુએ પિતાનું ઘડપણ લેવાની શા માટે ખુશી બતાવી?



## [ ૨૬ ] રંતિદેવ

રંતિદેવ નામનો એક રાજા હતો. તે ઘણો ઉદાર અને દયાળુ હતો. એક વખત દેશમાં દુકાળ પડયો. અનાજ કંઈ પાકયું નહિ. વરસાદ બિલકુલ આવ્યો નહિ. નદીનાળાં સુકાઇ ગયાં. લોકોને અન્નજળ મળવું અશકય થઇ પડયું. રાજા જેવા રાજાનેય અન્નજળના સાંસા પડવા લાગ્યા, તો ગરીબ બિચારી પ્રજાનું તો શું કહેવું?

અડતાલીસ દિવસના ઉપવાસ પછી એક દિવસે સવારે રાજાએ ભોજન કરવાની તૈયારી કરી. પહેલો જ કોળિયો એ મોંમાં મૂકવા જાય છે ત્યાં એક બ્રાહ્મણ અતિથિ બારણે આવી ઊભો. રાજાએ એને માનપૂર્વક બોલાવ્યો અને પોતાની થાળીમાંથી અન્ન આપી એને જમાડયો. બ્રાહ્મણના ગયા પછી રાજા ભોજનની તૈયારી કરે છે ને કોળિયો મોંમાં મૂકવા જાય છે ત્યાં એક શૂદ્ર બારણે આવી ચડયો, ને 'ભૂખે તરસે જીવ જાય છે.' કહી કંઈ ભોજનની માગણી કરવા

લાગ્યો. રાજાથી રહેવાયું નહિ. તેણે પોતાની થાળીમાંથી થોડું એને આપ્યું. એ શૂદ્રના ગયા પછી, જેટલું રહ્યું તેટલેથી સંતોષ માની રાજા ભોજન કરવા બેઠો. કોળિયો ભર્યો ન ભર્યો ત્યાં તો એક શિકારી કેટલાક કૂતરા લઇને આવી ઊભો ને બોલ્યો: 'અમે ભૂખે મરી જઇએ છીએ, ને રાજા, તું કેવો નિરાંતે ખાવા બેઠો છે!'

રાજાએ એને થોડું અન્ન આપ્યું, ત્યાં એ બોલ્યો: 'રાજાને મૂંગાં પ્રાણીઓની યે કયાં પડી છે! બિચારાં કૂતરાંનાં પેટપીઠ ચોંટી ગયાં.'

રાજાએ બાકીનું અન્ન કૂતરાંને દઇ દીધું.

હવે બાકી રહ્યું માત્ર થોડું પાણી. રાજાએ વિચાર કર્યો કે આટલું પાણી પી ચલાવીશ. પણ ઝારી ઊંચકી જ્યાં એ પાણી મોંમાં રેડવા જાય છે ત્યાં એક ચંડાળ આવી પહોંચ્યો ને બોલ્યો: 'ગળે શોષ પડયો છે, કોઈ પાણી પીવા આપો.'

રાજાનું હૈયું ચંડાળનું દુ:ખ જોઈ પીગળી ગયું. તેણે બધું જ પાણી એ ચંડાળને આપી દીધું.

ચંડાળના ગયા પછી રાજા બોલ્યો: 'સ્વાર્થી બની મેં કોઇને કંઇ ન આપ્યું હોત તો મારા એકલાનો જ જીવ બચત; હવે ભૂખે તરસે હું એકલો મરીશ, પણ સાત આઠ જીવ તો બચ્યા છે.'

રાજાનો આ અદ્‌ભુત ત્યાગ જોઈ ભગવાન પ્રસન્ન થયા, અને તેને દર્શન દઇ બોલ્યા: 'માગ, માગે તે આપું.'

રંતિદેવે ન માગ્યું ધન, ન માગી સત્તા; એણે કહ્યું:

"સૃષ્ટિનાં સર્વ પ્રાણીઓનાં મનની પીડા હું ભોગવું, ને સર્વ પ્રાણીઓ સુખી થાય એટલું હું માગું છું.'

ભગવાને કહ્યું: 'તારે સુખ નથી જોઈતું ?'

'સૌને સુખ મળે એટલે મને સુખ મળ્યું જ એમ હું સમજું છું.'



૧. બ્રાહ્મણ, શૂદ્ર, ચંડાળ કે કૂતરો જે આંગણે આવ્યો તે અતિથિ છે. તેને રોટલો ને ઓટલો દેવો એ ગૃહસ્થનો ધર્મ છે. વખત આવે એ ધર્મ પણ કેવો આકરો બની શકે છે તેનું આ વાર્તા દૃષ્ટાંત છે.

૨. રંતિદેવનો ગૃહસ્થ તરીકેનો ધર્મ અતિથિઓને જમાડવાનો હતો, અને રાજા તરીકેનો ધર્મ રૈયતને દુકાળમાં બચાવવાનો હતો. જેણે પોતે મરણનું જોખમ વહોરી અતિથિઓને જીવાડવા આટલું કર્યું તેણે રૈયતને જીવાડવા શું શું કર્યું હશે તેની તમે કલ્પના કરો અને દુકાળ વખતે રાજ્યે શું શું કરવું જોઈએ તેની નોંધ તૈયાર કરો.

૩. રંતિદેવે ભગવાન પાસે શું માગ્યું તે બરાબર સમજો.



## [ ૨૭ ] મામો–ભાણેજ

મથુરામાં કંસ નામે એક રાજા હતો. પિતાને કેદમાં પૂરી તે ગાદી પર બેસી ગયો હતો. તે ક્રૂર અને અધર્મી હતો. પોતાનાં ક્રૂર કર્મોનો બદલો કોક દિવસ મળશે એવી તેને બીક તો હતી જ. એવામાં એણે સાંભળ્યું કે તારી બહેન દેવકીનું આઠમું સંતાન એ તારો નાશ કરશે. તેને ખૂબ ડર લાગ્યો. પણ પોતાનો આ ડર તેણે કોઈને જણાવા દીધો નહિ.

વસુદેવ સાથે દેવકીનાં લગ્ન થયાં. બહેનને વળાવતી વખતે તેને સારું લગાડવા કંસ તેનો રથ હાંકવા બેઠો. રસ્તામાં એકદમ એને યાદ આવ્યું : 'દેવકી તારી દુશ્મન છે, એનું આઠમું સંતાન તારો કાળ છે.' આ યાદ આવતાં જ કંસ એવો બીન્યો કે એનું મન હાથ રહ્યું નહિ. એકદમ ઊભા થઇ જઇ એણે બહેનનો ચોટલો પકડયો, ને એને મારી નાખવા તલવાર ઉપાડી.

આ જોઈ વસુદેવ ચમકી ગયો. પણ સ્વસ્થ બની તેણે કંસને આવું ઘોર કૃત્ય કરવાનું કારણ પૂછયું. હકીકત જાણી તેણે કહ્યું:' સાંભળેલી વાતને સાચી માની લઈ ડાહ્યા માણસે ઉતાવળિયું પગલું ન ભરવું જોઇએ, વખતે પાછળથી પસ્તાવું પડે. તમને ભય દેવકીનાં સંતાનનો છે, તો દેવકીને શા સારૂ મારો છો? ગુનો એકને ને સજા બીજાને એવું કરવું રાજાને ન શોભે.' પછી વસુદેવે દેવકીનાં તમામ સંતાન જન્મતાં જ કંસને સોંપી દેવાનું વચન આપ્યું.

દેવકીના પહેલા પુત્રને લઇને વસુદેવ કંસની પાસે ગયા. કંસે કહ્યું : 'મને તો આઠમા સંતાનની બીક છે, એને લઇ જાઓ.' પણ પછી તરત કંઇ વિચાર આવતાં તેણે વસુદેવને પાછા બોલાવી એ છોકરાને મારી નાખ્યો. આવી હત્યાઓને લીધે એનું મન એવું જડ અને બીકણ બની ગયું કે એણે દેવકીવસુદેવને પકડી કેદખાનામાં પૂર્યાં અને તેમનાં સંતાનોને મારી નાખવા માંડયાં. દેવકીના આઠમા સંતાન તરીકે કૃષ્ણનો જન્મ થયો. જન્મતાં જ રાતોરાત વસુદેવ તેને ગોકુળ લઈ ગયા, અને નંદગોવાળને ઘેર એને

મૂકી નંદની છોકરીને લઈ આવ્યા. કંસે બીજે દિવસે તે છોકરીને મારી નાખી.

વળી તેણે સાંભળ્યું કે 'તારો શત્રુ તો બીજે જન્મી ચૂક્યો છે.' હવે તેને દેવકીનાં બાળકોને મારી નાખવા બદલ પસ્તાવો થયો, તેણે બેનબનેવીને કેદમાંથી છોડયાં, અને એમની ક્ષમા માગી. ક્ષમા મળી પણ ખરી.

પણ એનું મન શાંત થયું નહિ, એનો ભય ગયો નહિ. પોતાના શત્રુનો નાશ કરવાની યુક્તિઓ એણે કરવા માંડી. તેણે હુકમ કર્યો કે આખા રાજ્યમાં, દશ દિવસનાં કે તેથી મોટાં જેટલાં બાળકો હોય તે બધાંની એકદમ કતલ કરી નાખો. આ હુકમે દેશમાં ભયંકર ત્રાસ વર્તાવ્યો. સઘળે હાહાકાર વ્યાપી ગયો. છતાં મામો કંસ ભાણેજ કૃષ્ણનો નાશ કરી શક્યો નહિ.

વરસો વીતતાં ગયાં. કૃષ્ણ મોટા થતા ગયા; તેમનાં પરાક્રમોની અનેક વાતો મામા કંસને કાને આવવા માંડી. તે પરથી કંસને લાગ્યું કે 'આ જ મારો શત્રુ છે.' તેણે તેમને મથુરા તેડાવ્યા.

કંસે કૃષ્ણ અને મલ્લોનું યુદ્ધ ગોઠવ્યું હતું. નાનકડો કૃષ્ણ મલ્લોની સામે લડતાં જરૂર નાશ પામશે એવી કંસને ખાતરી હતી. પણ કૃષ્ણ મલ્લકુસ્તીમાં કોઈથી ઉતરે એવા નહોતા. પોતાને મારવા આવનાર સઘળા મલ્લોનો કૃષ્ણે વધ કર્યો, ને પછી છલંગ મારી સામે ઊંચા આસન પર બેઠેલા કંસને ગરદનમાંથી ઝાલી પછાડયો ને મારી નાખ્યો.

ત્યારપછી કૃષ્ણ પોતાનાં માતાપિતાને મળ્યા. કંસના

પિતા ઉગ્રસેનને કેદમાંથી છોડી ફરી ગાદી પર બેસાડયા, ને પ્રજાનો ત્રાસ મટાડયો.



૧. જુલમ અને અત્યાચારની યે હદ હોય છે. એ હદ ચૂકતાં જુલમ કરનારનું જ હૃદય એની સામે બળવો કરે છે, ને પોતાનાં પાપ કર્મોનો ભયંકર બદલો મળશે એવી તેના દિલમાં ધાસ્તી પેદા થાય છે. એ ધાસ્તીને લીધે એ વધુ ને વધુ પાપમાં ગબડતો જાય છે ને છેવટે નાશ પામે છે. કંસ એનું દષ્ટાન્ત છે.

૨. બાપને અને સગાં બેનબનેવીને અનેક વરસ કેદમાં પૂરી રાખ્યાં, સગાં ભાણેજાંને કતલ કરી નાખ્યાં, અને એટલેથી ન અટકતાં આખા રાજ્યનાં બાળકોને જેણે મારી નખાવ્યાં એ કંસ કેવો ક્રૂર હશે! એવા કંસને માફી આપનાર દેવકી વસુદેવ કેવાં ઉદાર હશે!

૩. કંસને માર્યા પછી કૃષ્ણ પોતે ગાદી પર કેમ ન બેઠા, અને વૃધ્ધ ઉગ્રસેનને કેમ બેસાડયા?



## [ ૨૮ ] નાગદમન

ગોકુલ યમુના નદીને કિનારે વસેલું છે. વસતી બધી ગોવાળોની અને ગાયોની, એટલે નદીનું પાણી બગડે તો આખું ગામ હેરાન થાય એ દેખીતું છે. એક ભયંકર ઝેરી કાળો નાગ યમુનાના એક ધરામાં આવી વસ્યો હતો, અને તેના ઝેરથી નદીનું પાણી ઝેરી બની રહ્યું હતું. કોઇ પશુ, પંખી કે માણસ તે પાણી પીતું કે તેનો સ્પર્શ કરતું તો તરત મરી જતું, કિનારા પરનાં ઝાડ પણ એના ઝેરથી સુકાવા લાગ્યાં હતાં.

નાગનો આ ત્રાસ બાળ કૃષ્ણથી સહન ન થયો. એક દિવસ ગોવાળ બાળકો સાથે રમતા રમતા તેઓ એ ધરા પાસે આવી પહોંચ્યા. કંઈક બહાનું કાઢી તેઓ ધરાને કાંઠે ઊભેલા કદંબના ઝાડ ઉપર ચડી ગયા અને ધરામાં ભૂસકો માર્યો. આ જોઈ બાળકો ચીસ પાડી ઊઠયાં, ને બૂમાબૂમ કરી મૂકી.

કૃષ્ણે ધરાના પાણીમાં ડૂબકી મારી. થોડી વાર ગોવાળો ધરા ભણી જોઈ રહ્યા, પણ કૃષ્ણને બહાર આવેલા જોયા નહિ એટલે તેમને બીક લાગી કે નાગ કૃષ્ણને ગળી ગયો હશે. તેમણે દોડાદોડ ને બૂમાબૂમ કરી મૂકી. પલકમાં આખા ગામમાં ને સીમમાં વાત ફરી વળી : ' કૃષ્ણ નાગવાળા ધરામાં ડૂબી ગયો ! '

સૌ કામ પડયું મૂકી દોડયાં. નંદ ને જસોદા બાવરાં જેવાં બનીને દોડયાં. સ્ત્રીઓ, પુરુષો ને છોકરાંની નદી–કિનારે ઠઠ જામી. સૌની આંખમાંથી આંસુ વહેતાં હતાં. સીમમાં ચરતી ગાયો યે ત્યાં દોડી આવી ને વ્યાકુળ બની જોઈ રહી.

ત્યાં તો ટોળામાંથી અવાજ થયો: ' એ દેખાયો ! ' ધરામાંથી કૃષ્ણનું મુખ ઊંચે આવતું દેખાતું હતું. એ તે જીવતું મોં છે કે મરેલું ! કેમ ખબર પડે ! સૌના પ્રાણ પડીકે બંધાયા હતા. અવાજ થયો તેવો શમી ગયો. કોઈના શ્વાસનોયે અવાજ થતો નહોતો.

ધરાનું પાણી જોરથી ઉછળતું હતું અને પાણીમાં ભયાનક અવાજ થતો હતો. અંદર નાગ અને કૃષ્ણનું યુદ્ધ ચાલતું હતું ! કૃષ્ણે મુક્કીઓ અને પગની લાતો મારી મારીને

નાગને ખૂબ કચડી નાખ્યો, અને છેવટે તેને મૂર્છા પમાડી બહાર ખેંચી કાઢયો. આવો ભયંકર નાગ પણ કૃષ્ણને કંઇ કરી શકયો નહિ.

નાગને ધકેલતા કૃષ્ણને સાજાસમા, બહાર નીકળતા જોઇને લોકોએ આનંદની કિકિયારીઓ કરી ગગન ગજાવી મૂકયું. નાગને, આ યુદ્ધમાં એવો માર પડયો હતો કે એ તરત ધરો છોડી નાસી ગયો.



૧. પાણીમાં પેસીને નાગની સામે લડી એને હરાવવો એ મનુષ્યને માટે અશકય છે. આથી એમ કહેવાય છે કે આ 'નાગદમન'નો પ્રસંગ રૂપક છે. રૂપ એટલે વેશ. એક વસ્તુને બીજી વસ્તુનું નામ આપવું તે રૂપક. માણસનો આત્મા તે કૃષ્ણ, જીવન તે યમુના, દુષ્ટ ઇચ્છા તે નાગ. આત્માના બળથી ખરાબ વાસનાઓને દબાવી કબજે કરવી તેનું નામ નાગદમન.

૨. 'જળકમળ છાંડી જાને બાળા, સ્વામી મારો જાગશે,
...જાગશે, તને મારશે, મને બાળહત્યા લાગશે..

આ લીટીઓથી શરૂ થતું નરસિંહ મહેતાનું કાવ્ય વાંચ્યું ન હોય તો જરૂર વાંચજો. પ્રેમાનંદ કવિએ પણ આ વિષે કાવ્ય લખ્યું છે. તેમાં 'જસોદાનો વિલાપ' તો આંખમાં આંસુ આણી દે એવો છે:

મારું માણેકડું રીસાયું રે શામળિયા,
તારા મનમાં એ શું આવ્યું, રે શામળિયા!



[૨૯]

# કાલયવન

કૃષ્ણ મથુરામાં રહેતા હતા. તેવામાં કાલયવન નામનો મ્લેચ્છ મોટું લશ્કર લઈને મથુરા પર ચડી આવ્યો. મગધનો જરાસંધ તો કૃષ્ણનો હમેશનો દુશ્મન હતો. તેણે આ પહેલાં સોળ વખત તો મથુરા પર ચડાઈ કરી હતી. કાલયવને મથુરા પર હલ્લો કર્યો સાંભળી જરાસંધ પણ એક બે દિવસમાં જ મથુરા પર હલ્લો લાવવાનો, એમ સમજી કૃષ્ણે પોતાનાં સગાંસંબંધીઓને ગુપ્ત રસ્તે દ્વારિકા મોકલી દીધાં, મથુરાના રક્ષણનો ભાર પોતાના ભાઈ બલદેવને સોંપ્યો અને પોતે એકલા, કંઈ પણ હથિયાર પાસે રાખ્યા વગર, માત્ર કમળની માળા પહેરીને ગામમાંથી બહાર નીકળ્યા.

કાલયવને કૃષ્ણના દેખાવનું વર્ણન સાંભળ્યું હતું. તેથી તે તેમને તરત ઓળખી ગયો. 'એની પાસે કંઈ હથિયાર નથી, અને એ પગપાળો જાય છે, તો હું પણ કંઈ હથિયાર લીધા વગર પગપાળો જ એની પાછળ જાઉં અને એના સાથે યુદ્ધ કરી એને પછાડું.' આમ વિચાર કરી કાલયવન કૃષ્ણની પાછળ પડયો. કૃષ્ણ આગળ ને આગળ ચાલ્યા. તેઓ એક પર્વતની ખીણમાં જઈ પહોંચ્યા. આ ગુફામાં મુચુકુંદ નામે એક મહાત્મા ઈશ્વરના ધ્યાનમાં મસ્ત બની બેઠા હતા. કૃષ્ણે પોતાનો પીળો ઉપરણો એમનું મોં ન દેખાય એ રીતે એના શરીર પર ઓઢાડી દીધો અને પછી પોતે એક ઝાડની પાછળ સંતાઈને ઊભા.

કાલયવન દોડતો ખીણમાં આવી પહોંચ્યો. તેણે કોઈને

પીળો ઉપરણો ઓઢીને બેઠેલો જોયો. ઉપરણો કૃષ્ણનો જ હતો તે ઓળખતાં તેને વાર ન લાગી. તેને થયું કે એ કૃષ્ણ જ સાધુપણાનો ઢોંગ કરી અહીં બેસી ગયો છે. ક્રોધમાં આવી તે બોલ્યો : ' દુષ્ટ કાયર! મરવાની બીક લાગે છે, એટલે અહીં બાવો બનીને બેસી ગયો છે? ચલ, ઊઠ!' આમ કહી તેણે એને જોરથી એક લાત લગાવી દીધી.

મુચુકુંદનું ધ્યાન તૂટયું. એ જાગી ગયા, ધ્યાન ભંગ થવાને લીધે ક્રોધથી એમણે આંખો ઉઘાડી કાલયવનની સામે જોયું. એ આંખોમાંથી ક્રોધની એવી વિકરાળ આગ છૂટી કે બિચારો કાલયવન બળીને ભસ્મ થઈ ગયો!

ત્યાં પાછળથી શાંત મીઠો અવાજ આવ્યો : ' શાંત થાઓ, મુનિજી, શાંત થાઓ. '

મુચુકુંદે જોયું તો મંદ મંદ હસતા કૃષ્ણ એમની સામે ઊભા હતા. મુચુકુંદે એમને ઓળખ્યા ને બંને ભાવથી મળ્યા.



૧. જૂનાં પુસ્તકોમાં યવન શબ્દ ગ્રીક લોકો માટે વપરાયેલો છે, અને મ્લેચ્છ શબ્દ અહિંદુઓને માટે વપરાયેલો છે. ગ્રંથની રચના કયા કાળમાં થઈ હશે તે નક્કી કરવામાં વિદ્વાનો આવી બધી વીગતોને પણ પુરાવા તરીકે ગણે છે.

૨. કાલયવન કૃષ્ણની પાછળ શા માટે પડયો? પોતે કયાં જાય છે તે વિષે તેણે કોઈને કહ્યું હશે ખરું? તેણે કૃષ્ણને ' દુષ્ટ કાયર ' શા માટે કહ્યો?



## [ ૩૦ ] મણિ

સત્રાજિત નામનો એક યાદવ હતો. તેની પાસે એક અતિ તેજસ્વી અને કીમતી મણિ હતો. કૃષ્ણે તેને કહ્યું:

"ભાઈ સત્રાજિત, આપણે રૈયત કહેવાઈએ. આપણને આવો મણિ ન શોભે. માટે આપણા રાજા ઉગ્રસેનને એ આપવો જોઈએ.' સત્રાજિતે કૃષ્ણની વાત માની નહિ. તેને થયું, કૃષ્ણને પોતાને જ મણિ જોઈએ છે તેથી એ મને આવી શિખામણ આપવા આવ્યો છે

એક દિવસ સત્રાજિતનો ભાઈ આ તેજસ્વી મણિ ગળે બાંધી ઘોડા પર બેસી વનમાં મૃગયા રમવા ગયો. ત્યાં તેને એક સિંહે મારી નાખ્યો, ને ઘોડા સહિત ઉપાડી એને પોતાની ગુફામાં લઈ ગયો. એ સિંહને જંગલી લોકોના જાંબવાન નામે સરદારે મારી નાખ્યો, ને મણિ પોતાના છોકરાને રમવા આપ્યો.

સત્રાજિતનો ભાઈ વનમાંથી પાછો ન આવ્યો તેથી સત્રાજિતને વહેમ પડયો, કે આમાં કૃષ્ણનું જ કંઈક કારસ્તાન છે. તેથી તેણે વાત ફેલાવી કે મણિની ઇચ્છાથી કૃષ્ણે મારા ભાઈને વનમાં મારી નાખ્યો છે. ઊડતી વાત કૃષ્ણને કાને પહોંચી.

પોતાને માથે આવેલું આ આળ દૂર કરવા કૃષ્ણ કેટલાક માણસોને લઈને વનમાં સત્રાજિતના ભાઈની શોધમાં ગયા. પગેરૂ કાઢતાં કાઢતાં તેઓ, જ્યાં સિંહે એને માર્યો હતો તે જગાએ પહોંચ્યા. ત્યાંથી સિંહનાં પગલાં ને લોહીની નિશાનીઓ જોતા જોતા તેઓ સિંહની ગુફા આગળ આવી પહોંચ્યા. હિંમત કરી કૃષ્ણ આગળ વધ્યા તો સિંહને મરેલો જોયો. પછી તેઓ સિંહને મારનારની શોધમાં ચાલ્યા, ને એક ભયંકર ગુફા આગળ આવી પહોંચ્યા. પોતાનાં માણસોને બહાર ઊભાં રાખી કૃષ્ણ એકલા અંદર ગયા. ત્યાં તેમણે એક છોકરાને મણિ લઈ રમતો ગયો. છોકરાની નજર કૃષ્ણ પર પડી,

આવો માણુસ તેણે કદી જોયેલો નહિ એટલે તેણે બીકથી ચીસ નાખી. એ સાંભળી જાંબવાન દોડી આવ્યો. બે બાજ બાઝે તેમ બંને જણુ બાઝયા. ઘણા દિવસ લગી આ યુદ્ધ ચાલ્યું. છેવટે જાંબવાન થાકયો ને હાર્યો. તેણે કૃષ્ણુને મણિ આપ્યો. મણિ લઈને કૃષ્ણુ બહાર આવ્યા તો કોઈ ન મળે! એમણે બહાર ઊભા રાખેલા માણુસો 'કૃષ્ણુ ગુફામાં ખોવાઇ ગયા' સમજી પાછા દ્વારિકા જતા રહ્યા હતા! કૃષ્ણુ દ્વારિકા ગયા ત્યારે આખું શહેર શોકમાં ડૂબી ગયું હતું ને સત્રાજિતને ગાળો દેતું હતું કે મણિનું આળ ચડાવી એણે કૃષ્ણુનો નાશ કર્યો. કૃષ્ણુને પાછા આવેલા જોઇ સૌ ખુશ થઇ ગયા. કૃષ્ણે બનેલી બધી બિના સભામાં કહી સંભળાવી મણિ સત્રાજિતને પાછો આપ્યો.

સત્રાજિત હવે શરમાયો. પોતે ખોટું આળ ચડાવ્યું તે અપરાધની ક્ષમા માગી તેણે મણિ કૃષ્ણુને ભેટ ધર્યો અને પોતાની પુત્રી તેમને પરણાવી. પણુ કૃષ્ણે મણિ પાછો તેને જ સોંપ્યો.

થોડા વખત પછી કૃષ્ણુ હસ્તિનાપુર ગયા. એ તકનો લાભ લઇ અક્રુર વગેરેએ મણિ પડાવી લેવાનું કાવતરું કર્યું. એમની શિખવણીથી શતધન્વા નામનો યાદવ સત્રાજિતના ઘરમાં ઘૂસી ગયો અને કસાઇ પશુને મારે તેમ સૂતેલા સત્રાજિતને મારી નાખ્યો, ને મણિ લઇ લીધો. સ્ત્રીઓએ ચીસાચીસ કરી મૂકી, પણુ કોઈ મદદમાં આવ્યું નહિ.

સત્રાજિતની પુત્રી સત્યભામા પિતાના મરણુથી વ્યાકુળ બની ગઇ. તે હસ્તિનાપુર જઈ કૃષ્ણુને તેડી લાવી. કૃષ્ણે શતધન્વાને સજા કરવાનો વિચાર કર્યો. શતધન્વાને આ ખબર પડતાં પોતાને ચડાવનારાઓની તેણે મદદ માગી, પણુ એકે

એકે સૌએ મદદની ના પાડી. છેવટે મણિ સાચવવા માટે અક્રુરને સોંપી તે ઘોડેસ્વાર થઇ નાસી ગયો. બલદેવ અને કૃષ્ણ એની પાછળ પડયા. લાંબી મજલ પછી શતધન્વાને કૃષ્ણે માર્યો, પણ એની પાસેથી મણિ મળ્યો નહિ. તેમણે બલદેવને આ વાત કરી, પણ બલદેવને કૃષ્ણ પર જ શક આવ્યો કે પોતાની સ્ત્રીને આપવા કૃષ્ણે મણિ સંતાડયો છે, ને મારી આગળ જૂઠું બોલે છે. આથી બલદેવ પાછા દ્વારિકા ન ગયા, પણ પોતાના મિત્ર એક રાજાને મળવા ગયા. કૃષ્ણ એકલા દ્વારિકા આવ્યા. તેમણે સત્યભામાને વાત કરી કે શતધન્વાની પાસેથી મણિ મળ્યો નહિ, પણ સત્યભામાએ એ વાત માની નહિ. તેને શક પડયો કે કૃષ્ણ જૂઠું બોલે છે, મણિ મળ્યો જ છે, પણ કૃષ્ણે એ બલદેવને આપી એમને કયાંક મોકલી દીધા છે.

શતધન્વા મરાયાનું સાંભળી અક્રુર અને એમના મળતિયા બીકથી દ્વારિકા છોડી કાશી જઈ રહ્યા. આથી પાછી લોકોમાં વાતો ચાલવા માંડી કે કૃષ્ણે જ મણિ આપી અક્રુરને ભગાડયા છે. કૃષ્ણને પણ અક્રુર નાસી ગયા તેથી વહેમ પડયો હતો; તેમણે તેમને પાછા તેડાવ્યા ને કહ્યું: ‘ મણિ આપી દો. ’

અક્રુર સમય ઓળખી ગયા. તેમણે મણિ કૃષ્ણના હાથમાં મૂકયો. કૃષ્ણે સભામાં મણિ રજૂ કર્યો અને બલદેવ, સત્યભામા, તથા લોકોના મનનું સમાધાન કરી એ પાછો અક્રુરને જ આપી દીધો.



૧. ધન સગાં સગાંમાં પણ કેવો અવિશ્વાસ અને કલહ પેદા કરાવે છે! બલદેવને લાગ્યું કે કૃષ્ણે સત્યભામાને મણિ આપ્યો છે, ને સત્યભામાને લાગ્યું કે બલદેવને આપ્યો છે! એક મણિની ખાતર કેટલાના જીવ ગયા—

સત્રાજિત મર્યો, એનો ભાઇ મર્યો, શતધન્વા મર્યો, ને બીજા કજિયા થયા એ જુદા. ' પૈસો દુઃખનું મૂળ છે ' એમ સાધુ પુરુષો કહે છે તેનું આ કારણ.

૨. જાંબવાનને રીંછનો રાજા કહ્યો છે. એ જંગલમાં રહેતા અનાર્ય લોકોનો સરદાર હતો. આજની પેઠે પ્રાચીન કાળમાં પણ યોદ્ધાઓ પોતાના ધ્વજ ઉપર નિશાન રાખતા. અર્જુનનું નિશાન ' કપિ ' નું હતું, તેમ જાંબવાનનું ' રીંછ ' હશે, ને તેથી કદાચ તે રીંછ કહેવાયો હશે. આ જાંબવાનની પુત્રીને કૃષ્ણ પરણ્યા હતા, તે પરથી નાતજાતના ભેદ આજના જેવા એ જમાનામાં નહિ હોય એમ લાગે છે.

૩. સત્રાજિતે કૃષ્ણને માથે આળ કેમ ચડાવ્યું ? કૃષ્ણે જંગલમાં મણિનો પત્તો કેવી રીતે મેળવ્યો ? અક્રુરે શતધન્વાને મદદ કેમ નહિ કરી હોય ? કૃષ્ણને માથે ફરીથી મણિ ચોર્યાનું આળ શાથી આવ્યું ? અક્રુરની પાસે મણિ છે એમ કૃષ્ણે શી રીતે જાણ્યું ? તેમણે અક્રુરને સજા કેમ ન કરી ?

૪. પિતાનું મરણ થતાં સત્યભામા એકલી હસ્તિનાપુર કૃષ્ણને બોલાવવા ગઈ: એ હકીકત પરથી સત્યભામાની નીડરતા અને બીજા ગુણો વિષે થોડીક લીટીઓ લખો.



# [ ૩૧ ] કાગડાને દહીંથરું ?

યુધિષ્ઠિર રાજાએ યજ્ઞ કર્યો હતો. તેમાં દેશ વિદેશના રાજાઓ, બ્રાહ્મણો ને ઋષિઓ પધાર્યા હતા. યજ્ઞ પૂરો થયા પછી યુધિષ્ઠિરે સૌ અતિથિઓની પૂજા કરવા માંડી, પણ તેમાં પહેલી પૂજા કોની કરવી એ પ્રશ્ન ઊભો થયો. યુધિષ્ઠિરે મહાત્મા ભીષ્મની સલાહ માગી. ભીષ્મે કહ્યું, ' સૌ સભાસદોમાં કૃષ્ણ શ્રેષ્ઠ છે, માટે કૃષ્ણની જ પૂજા પહેલી કરવી જોઇએ. '

આ સાંભળી શિશુપાળ નામનો રાજા ગુસ્સામાં ઊભો થઈ ગયો, ને 'કૃષ્ણનું કયું પરાક્રમ જોઇ તમે તેને શ્રેષ્ઠ કહો છો?' એવો એણે પ્રશ્ન પૂછયો.

સહદેવે ઊભા થઇ કૃષ્ણનાં પરાક્રમો ગણી બતાવ્યાં. પણ શિશુપાળ શાંત થયો નહિ. એ ગુસ્સામાં બોલ્યો: 'એ કૃષ્ણ વર્ણભ્રષ્ટ છે, આશ્રમભ્રષ્ટ છે; એ કુળભ્રષ્ટ છે ને ધર્મભ્રષ્ટ છે.'

સૌ સાંભળી રહ્યા. કોઈ કંઈ બોલ્યું નહિ.

શિશુપાળે આગળ બોલવા માંડયું, ' એ પ્રપંચી છે, બદમાશ છે. એને ન્યાયનીતિનું ભાન નથી, ગુણ કરતાં દુર્ગુણ એનામાં વધારે છે. જુઓને, એના કુળમાં બધા જ દારૂડિયા પાકયા છે ! '

સૌ કૃષ્ણની સામે જોઈ રહ્યા. કૃષ્ણ કંઈ બોલ્યા નહિ.

શિશુપાળે ચલાવ્યું: ' વટલાયેલા, ગાયો ચારનારા ને બહારવટિયાઓનો એ ગોર છે. એ કાગડો દહીંથરાને લાયક નથી. '

સભાસદોની ધીરજ હવે ખૂટી ગઇ કેટલાક આ નિંદા ન સાંભળવી પડે માટે કાનમાં આંગળાં ઘાલી બેઠા; કેટલાક સભા છોડી ગયા, ને કેટલાક તલવાર પર હાથ નાખી ખડા થઈ ગયા. એ જોઇ શિશુપાળે પણ તલવાર ખેંચી. ઘડીકમાં સભાનું રૂપ ફરી ગયું જોઇ કૃષ્ણે અવાજ કર્યો: ' ખામોશ ! '

સૌ સભાસદો બાજુ પર ખસી ગયા. શિશુપાળ તલવાર લઈ કૃષ્ણને મારવા કૂદ્યો. તે જ પળે કૃષ્ણે ચક્ર આંગળીએ ચડાવી છોડયું અને ઘડીકમાં શિશુપાળનું મસ્તક કપાઈ ગયું.

સભામાં ફરી શાંતિ થઈ. યુધિષ્ઠિરે કૃષ્ણની પૂજા કરી, પછી બીજા સભાસદોની પૂજા કરી, અને યજ્ઞ સમાપ્ત કર્યો.

૧. કૃષ્ણ પોતાની નિંદા શા માટે મૂંગે મોઢે સાંભળી રહ્યા હતા ?

૨. શિશુપાળે કૃષ્ણની જે શબ્દોમાં નિંદા કરી છે તે શબ્દો વાપરવાને એની પાસે કંઈ કારણો હશે ખરાં ? તમે સામા કૃષ્ણનો બચાવ કરો જોઈએ.

૩. 'કાગડો દહીંથરાને યોગ્ય નથી' એ વચન સમજાવો.



[ ૩૨ ]

## સુદામા

સુદામા નામનો એક બ્રાહ્મણ હતો. કૃષ્ણ જ્યારે ગુરુને ઘેર ભણવા રહ્યા હતા ત્યારે ત્યાં તે તેમનો દોસ્ત હતો. આ બે દોસ્તો આખો વખત સાથે ને સાથે રહેતા, ગુરુની સેવા કરતા ને ભણતા. એક વખત ગુરુ ઘેર નહોતા, અને ગુરુપત્નીએ તેમને વનમાં લાકડાં લેવા મોકલ્યા. લાકડાં કાપી ભારો માથે ચડાવી બંને પાછા આવતા હતા ત્યાં રસ્તામાં મુશળધાર વરસાદ તૂટી પડયો, જોરથી પવન વાવા લાગ્યો, ઝાડો પડવા લાગ્યાં, ને કડાકા ને ભડાકા થવા લાગ્યા. રાત પડી ગઇ હતી, અંધારૂં જામી ગયું હતું ને વૃષ્ટિ તથા તોફાનને લીધે રસ્તો સૂઝતો નહોતો. તેથી બંને જણ જંગલમાં જ એક બીજાનો હાથ ઝાલી ભારા લઇને ઊભા રહ્યા.

સાંજે ગુરુએ ઘેર આવતાં સાંભળ્યું કે છોકરા વનમાં લાકડાં લેવા ગયા છે ને હજી પાછા આવ્યા નથી, એટલે તેઓ એવા તોફાનમાં પણ એમને શોધતા નીકળી પડયા. બંનેને તેમણે શોધી કાઢયા ને ખૂબ ભાવથી ગળગળા બની

ઘેર આણ્યા. ગુરુપત્નીએ આંસુભીની આંખે બંનેને આગ્રહ કરી કરી જમાડ્યા.

આ વાતને ઘણાં વર્ષો વીતી ગયાં. ગુરૂને ઘેરથી છૂટા પડ્યા પછી બંને કદી ભેગા થયા નહોતા. સુદામા ગરીબ બ્રાહ્મણનું જીવન ગાળતા હતા, ને ઈશ્વરનું ભજનકીર્તન કરતા હતા. જૂનાં ને ફાટેલાં કપડાં પહેરી ચલાવતા ને જે મૂઠી ધાન મળ્યું તેટલેથી કુટુંબનું પેટ ભરતા. દિવસે દિવસે દારિદ્ર વધતું જતું હતું, ને પેટ પૂરતું ખાવાનું પણ મળવું મુશ્કેલ થતું જતું હતું. આ દુઃખ ન સહી શકવાથી એક દિવસ સુદામાની સ્ત્રીએ સુદામાને કહ્યું:'તમે રોજ કહો છો કે કૃષ્ણ મારા બાલસખા છે, તો એક વાર તેમને મળી કંઈક ભિક્ષા માગી લાવોને. એ તમને ખાલી હાથે પાછા નહિ જ કાઢે.'

કોઇની આગળ હાથ ધરવો સુદામાને ગમતો નહોતો. પણ સ્ત્રીનો બહુ આગ્રહ જોઇ તેમણે કૃષ્ણ પાસે જવાનું કબૂલ કર્યું. તે મનમાં બોલ્યાઃ 'ઘણે દહાડે મિત્રનાં દર્શન તો થશેને. આટલું જ મારે બસ છે.' ઘણે વરસે મિત્રને મળવા જવું છે. એટલે કંઇક ભેટ લઈ જવી જોઇએ એમ વિચારી સુદામાએ સ્ત્રીને કહ્યું: 'કંઇ ભેટ દેવા જેવું હોય તો આપ.'

સ્ત્રીએ ચાર મૂઠી પૌંઆ ચીંથરામાં બાંધીને આપ્યા. પૌંઆની પોટલી બગલમાં મારી સુદામા કૃષ્ણને મળવા ઊપડ્યા અને દ્વારિકા આવી પહોંચ્યા. દ્વારિકા નગરીનો ઠાઠમાઠ જોઇ એ આભા બની ગયા. પણ ગરીબાઇથી શરમાવાનું તો એમને આવડતું જ નહોતું. મેલેઘેલે વેશે એ કૃષ્ણને ઘેર જઇ ઊભા. કૃષ્ણે એમને જોયા, ને જોતાં જ દોડીને હેતથી બાથમાં

લઇ લીધા. પછી ખૂબ માનપૂર્વક એમને બેસાડી સુખદુઃખના સમાચાર પૂછ્યા. બંને મિત્રોએ ગુરૂને ઘેર રહેલા એ દિવસો યાદ કરી કરી પેટ ભરીને વાતો કરી. વાતો દરમિયાન સુદામા પેલી પૌંઆની પોટલી છુપાવ્યા કરતા હતા. ચતુર કૃષ્ણ એ જોઈ ગયા, ને એક ઝાપટ મારી એ ખૂંચવી લીધી. એક પછી એક ચીંથરાં છોડી તેમણે પૌંઆ કાઢ્યા ને મૂઠી ભરી મોંમાં ઓર્યા. 'વાહ! મારી ભાભીએ કેવા સરસ પૌંઆ મોકલ્યા છે!' કહી બીજી મૂઠી ભરી મોંમાં મુકવા જાય છે. ત્યાં એમની રૂકિમણી રાણીએ આવીને હાથ ઝાલ્યો ને કહ્યું: 'તમારી એકલાની જ ભાભી થતી હશે કાં? મૂકી દો અમારો ભાગ.' કૃષ્ણને પૌંઆ મૂકી દેવા પડયા. એમની રાણીઓએ એ પૌંઆ વહેંચી ખાધા.

કૃષ્ણે સુદામાને કેટલાક દિવસ આગ્રહ કરી કરીને રાખ્યા. આમ મિત્રની મીઠી મેમાનગીરી માણી સુદામા ઘેર આવવા નીકળ્યા. આટલા દિવસ રહ્યા, પણ એમનાથી કૃષ્ણ પાસે કાંઇ મંગાયું નહિ, માગવાનું કંઈ સૂઝ્યું જ નહિ. રસ્તે જતાં એમને યાદ આવ્યું કે કૃષ્ણે તો કાંઇ જ આપ્યું નહિ. પણ તરત એમને થયું, સારૂં થયું કંઇ ન આપ્યું! નહિ તો હું અભિમાની બની જાત ને ભગવાનને ભૂલી જાત. મારા જેવા મેલા, ઘેલા અને દરિદ્રને એ ભાવથી ભેટયા એ ઓછું છે! અને મારા પૌંઆ તેમણે કેવા આનંદથી ખાધા હતા. એ જાણશે ત્યારે બ્રાહ્મણી ખુશખુશ થઈ જશે.

આમ વિચાર કરતાં તેઓ ગામમાં આવ્યા, પણ પોતાનું જ્યાં છાપરૂં હતું ત્યાં મોટો મહેલ ઊભેલો જોયો. ઘર કયાં! સ્ત્રી કયાં! છોકરાં કયાં! આ શી ઉથલપાથલ થઇ ગઇ! એ

વિચારે એમનો જીવ ગભરાયો, ત્યાં તો એમનાં છોકરાં આવી એમને એ મહેલમાં તેડી ગયાં. પછી જ એમને ખબર પડી કે પોતે દ્વારિકા હતા તે દરમિયાન કૃષ્ણે એમને ખબર પણ ન પડે તેવી રીતે આ બધી સાહ્યબી મોકલી હતી.

સુદામા બોલ્યા: 'વાહ કૃષ્ણ! ખેડૂત સૂઈ ગયો હોય ત્યારે મેઘ વરસીને ખેતરને જળથી ભરી દે એવું તેં કર્યું!' પછી એ ભગવાનને યાદ કરી બોલ્યા: 'ભગવાન! તું તારા ભક્તોને તો ભક્તિ આપે છે, ને મને આ સંપત્તિ કેમ આપી! મારી ભક્તિ એટલી ઓછી છે તેથી?'

પોતાની ભક્તિ અધૂરી માની સુદામા હવે ભક્તિમાં જ રચ્યાપચ્યા રહેવા લાગ્યા.



૧. પ્રાચીન ગુરુઓના આશ્રમોમાં ગરીબ તવંગરનો ભેદ નહોતો, બનેને એક જ જાતનું કામ કરવું પડતું, અને એક જ રીતે રહેવું પડતું. કૃષ્ણસુદામા એનું દૃષ્ટાન્ત છે.

૨. જંગલમાંથી ગુરુ કૃષ્ણ–સુદામાને શોધી લાવ્યા પછી, ગુરુ–પત્નીની આંખો 'આંસુભીની' કેમ બની હશે? તેમણે તેમને 'આગ્રહ કરી કરી' કેમ જમાડયા હશે? આ વાત પરથી ગુરુ ને ગુરુપત્ની શિષ્યો પર કેવો પ્રેમ રાખતાં, ને શિષ્યો તેમની આજ્ઞા કેવા આનંદથી પાળતા તે વિચારો.

૩. કૃષ્ણ ને સુદામા ખરેખરા મિત્ર છે. કૃષ્ણને દરિદ્ર સુદામાની શરમ નથી, એના મેલાઘેલા વેશથી કે સડેલા પૌંઆથી એને લજ્જા નથી આવતી. સુદામાને કૃષ્ણ મિત્ર લાગે છે, રાજા નથી લાગતો. મૈત્રીમાં જ એ એવો મસ્ત છે કે કંઈ માગી શકતો નથી. કૃષ્ણ પણ પોતાના મિત્રની એટલી

સંભાળ રાખે છે કે વગર માગ્યે એને ઘેર જરૂરી વાનાં મોકલી દે છે. રસ્તામાં સુદામાને અફસોસ પણ થતો નથી કે કૃષ્ણે કંઈ ન આપ્યું ! એ ખરો હરિનો ભક્ત છે; એને સંસારનાં સુખદુઃખની પડી નથી, તેથી ઘેર આવતાં સંપત્તિની એને અકળામણ થાય છે, એ તો હરિભક્તિમાં જ મચ્યો રહે છે.

૪. કાઠિયાવાડમાં આવેલા પોરબંદરને સુદામાપુરી કહે છે.

૫. પ્રેમાનંદ કૃત ' સુદામા ચરિત્ર ' જરૂર વાંચજો. એમાં કૃષ્ણ સુદામા દ્વારિકામાં મળ્યા પછી ' ગોઠડી ' કરે છે એ કાવ્યખંડ ખૂબ જ મનોહર છે.



## [૩૩] સૌથી મોટો કોણ ?

સરસ્વતી નદીને તીરે ઋષિ મુનિઓની સભા મળી હતી. સભામાં પ્રશ્ન થયો:–' બ્રહ્મા, શિવ અને વિષ્ણુ, ત્રણેમાં મોટો કોણ ? ' એકે કહ્યું : ' બ્રહ્મા સૌને ઉત્પન્ન કરે છે. તે સૌના પિતા છે, માટે તે જ સૌથી મોટા. ' બીજાએ કહ્યું : ' બ્રહ્મા સૌને ઉત્પન્ન કરે છે, પણ સૌનું રક્ષણ તો વિષ્ણુ કરે છે. વિષ્ણુના રક્ષણ વગર કોણ જીવી શકે તેમ છે ? માટે વિષ્ણુ સૌથી મોટા. ' ત્રીજાએ કહ્યું : 'વિષ્ણુ રક્ષણ કરે છે એ વાત ખરી, પણ એમનું રક્ષણ કેટલી ઘડી ? છેવટે શિવ તમામનો સંહાર કરે છે. શિવની ધાક સૌએ માનવી પડે છે, માટે શિવ જ સૌથી મોટા. '

વાદવિવાદ લાંબો ચાલ્યો, પણ કંઈ નિર્ણય થઈ શકયો નહિ. ત્યારે સૌએ એક જણને આનો નિર્ણય કરવાનું કામ સોંપવાનું ઠરાવ્યું, અને તેને માટે ભૃગુ ઋષિની પસંદગી કરી. તેમણે ભૃગુએ કહ્યું: 'તમે ત્રણે દેવને મળજો, તેમની પરીક્ષા કરી જોજો ને છેવટે તમારો અનુભવ અમને જણાવજો. '

ભૃગુએ કામ માથે લીધું.

સૌથી પહેલા ભૃગુ ગયા બ્રહ્માને મળવા. સભા ભરીને બ્રહ્મા બેઠા હતા, ત્યાં ભૃગુએ પ્રવેશ કર્યો. બ્રહ્માએ તેમને 'આવો બેટા!' કહી આવકાર આપ્યો. પણ ભૃગુએ બ્રહ્માની સ્તુતિ કે પ્રાર્થના કરી નહિ, અકકડ ડોક રાખી તેઓ સભામાં દાખલ થયા. આ જોઈ બ્રહ્માને ક્રોધ ચડયો. પણ હમણાં જ 'આવો, બેટા,' કહ્યા પછી, પુત્ર ઉપર એકદમ ક્રોધ કરવો એ ઠીક નહિ એમ સમજી તેમણે ક્રોધ શમાવ્યો. ભૃગુ ઘણો વખત સભામાં બેઠો, પણ બ્રહ્માએ રીસમાં એમની સાથે બિલકુલ વાત જ કરી નહિ.

ત્યાંથી ભૃગુ ગયા શિવને મળવા. ભૃગુને જોઇ શિવ પ્રેમથી સામા આવ્યા ને 'આવો ભાઈ!' કહી તેમનો સત્કાર કર્યો, જવાબમાં ભ્રગુએ સુણાવી દીધું : 'જોયા જોયા ભાઇવાળા! ભૂતડાં નચાવ્યા કરે, એને ઘેર કોણ આવે!' આમ કહી એમણે શિવના નિમંત્રણનો તિરસ્કાર કર્યો. એ જોઇ શિવને ગુસ્સો ચડયો. એકદમ ત્રિશૂળ ઉપાડી એ ભ્રગુને મારવા ધસ્યા. પાર્વતીએ વચમાં પડી એમને વાર્યા ન હોત તો પરિણામ કંઇ જુદું જ આવત.

પછી ભ્રગુ ગયા વિષ્ણુને મળવા. વિષ્ણુ ઊંઘતા હતા. ભૃગુએ એકદમ એમની છાતીમાં લાત લગાવી દીધી વિષ્ણુ જાગી ગયા. સામે ભૃગુને જોતાં જ, તેઓ પ્રેમથી તેમને પગે લાગ્યા, તેમને આસન પર બેસાડયા, અને 'મારા કઠોર શરીરને વાગવાથી આપના કોમળ પગ દુખતા હશે,' કહી તેમના પગ દબાવવા માંડયા. વિષ્ણુની આ નમ્રતા અને ક્ષમાવૃત્તિ જોઈ ભ્રગુની આંખમાં આંસુ આવ્યાં.

પછી ભૃગુએ ઋષિઓની સભામાં જઇને ત્રણે દેવોનો પોતાનો અનુભવ કહી સંભળાવ્યો, ને કોણ મોટો તેનો નિર્ણય કરવાનું કામ સભાને જ સોંપ્યું.

સભાએ એક મતે પોતાનો નિર્ણય જાહેર કર્યો. શો હશે એ નિર્ણય?



૧. ભક્તિ–માર્ગનો પ્રચાર પૂર જોસમાં હશે તે કાળનું આ કથાનક છે.

૨. બ્રહ્માએ ભૃગુને પુત્ર કેમ કહ્યા? શિવે તેમને ભાઇ કેમ કહ્યા? અને વિષ્ણુ તેમને પગે કેમ લાગ્યા?

૩, સભાએ કયા દેવને શ્રેષ્ઠ ઠરાવ્યા હશે? શા કારણથી?

૪. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે અનુક્રમે ઉત્પત્તિ, સ્થિતિ, ને લયનું કામ કરે છે. એક ઇશ્વરની જ એ ત્રણ શક્તિઓ છે. એટલે ત્રણમાંથી કોઈ સ્વતંત્ર નથી, માણસનાં અવયવો જેમ માણસ ન કહેવાય, તેમ આ શક્તિઓને જ ઇશ્વર ન કહેવાય.



## [ ૩૪ ] દત્તાત્રેય

મહાત્મા કપીલની બહેન અનસૂયાને દત્તાત્રેય નામે એક પુત્ર હતો. દત્તાત્રેયનું મન નાનપણથી જ ઈશ્વર તરફ લાગેલું હતું. નદી કિનારે, પહાડોમાં ને જંગલોમાં ફરવાનું એમને બહુ ગમતું. એ બધે ફર્યા કરતા ને જે જુએ તે પર વિચાર કરતા.

એક દિવસ દત્તાત્રેયે મધપૂડો જોયો. મધમાખીઓ દૂર દૂર જઈને ફૂલોમાંથી મધ ચૂસી લાવી મધપૂડામાં ભરતી હતી. દત્તાત્રેય રોજ એ જોતા. એવામાં એક દિવસ કોઈ ભીલે આવી મધપૂડો તોડી પાડયો. મધમાખીઓને ઘર છોડી ઊડી જવું પડયું. તેમનું ભેગું કરેલું મધ બધું પેલો ભીલ લઇ ગયો. આ જોઇ દત્તાત્રેયે વિચાર કર્યો: ધન ભેગું કરવાથી આ દશા થાય છે.

જેની પાસે હોય છે તે લુંટાય છે. માટે હું મારી પાસે કશું જ નહિ રાખું. પછી તેમણે એ મધપૂડાઓની મધમાખી-ઓને કહ્યું: 'હે મધમાખીઓ! તમે મને આજે સુંદર જ્ઞાન આપ્યું છે, માટે હું તમને મારા ગુરુ ગણું છું, અને તમને નમસ્કાર કરું છું.' આમ કહી તેઓ મધમાખીઓને પગે લાગ્યા.

તેઓ ઘણી વાર નદીકિનારે ફરવા જતા. એક દિવસ તેમણે એક માછીમારને માછલાં પકડતો જોયો. માછીમાર એક લાકડીના છેડે આંકડામાં લોટની ગોળી ભરવતો, ને પછી એ ગોળી ડુબાડતો. ખાવાની લાલચે માછલાં એ ગોળી મોંમાં ઘાલતાં ને આંકડાથી તેમનું તાળવું વીંધાઈ જવાથી પકડાઇ જતાં. આ જોઇ દત્તાત્રેયે વિચાર કર્યો: ખાવાની લાલચે આ માછલું સપડાઇ ગયું. જીભને વશ ન રાખવાથી આવું પરિણામ આવે છે. માટે મારે હમેશાં જીભને વશ રાખવી જોઈએ. પછી તેમણે એ પકડાયેલી માછલીને કહ્યું: 'હે માછલી! તેં મને આ જ્ઞાન આપ્યું છે માટે હું તને મારી ગુરૂ ગણું છું ને તને નમસ્કાર કરું છું.'

એક વખત તેમણે એક અજગરને પડેલો જોયો. ઘણી

વાર સુધી તેમણે તે શું કરે છે તેની તપાસ રાખી. પણ અજગર ખાવાનું મેળવવાની જરીયે ચિંતા કરતો લાગ્યો નહિ ! તે જોઇ તે બોલ્યા: મારે પણ આવા બેફિકર બનીને રહેવું જોઇએ. ખાવાનું મળશે કે નહિ મળે એની ચિંતા શી ! પછી તેમણે અજગરને કહ્યું: 'હે અજગર ! હું તને મારો ગુરૂ ગણું છું ને તને નમસ્કાર કરું છું.'

આવી રીતે આપમેળે દત્તાત્રેયે સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું, અને જ્ઞાની બન્યા હતા.

જ્ઞાનમાં મસ્ત બની તે ગમે ત્યાં ફર્યા કરતા. મળ્યાનો એમને આનંદ નહોતો, ન મળ્યાનો એમને ખેદ નહોતો. ગઇ કાલની, આજની કે આવતી કાલની—એકે કાળની એમને ચિંતા નહોતી. કોઇ બોલાવે તો વાહ ! ન બોલાવે તો યે વાહ !

આવા દત્તાત્રેયને જોઈ એક રાજાએ પૂછ્યું: 'દુનિયામાં સૌને ચિંતા ને દુઃખ છે, તમને કેમ કશું નથી ? એવો કોણ તમારો ગુરૂ છે ?'

દત્તાત્રેયે કહ્યું: 'મારો ગુરૂ એક નથી, ચોવીસ છે.'

રાજાને નવાઇ લાગી. તે મનમાં બોલ્યો: 'લોકો કહે છે કે દત્તાત્રેયે કોઇને ગુરૂ કર્યા નથી, અને એ પોતે કહે છે કે મારે ચોવીસ ગુરૂ છે. ખરૂં કોણ ?'

પછી દત્તાત્રેયે પોતાના ગુરૂઓનાં નામ ગણાવ્યાં: સૂરજ, ચંદ્ર, આકાશ, પૃથ્વી, પાણી, દેવતા, અજગર, માછલું, મધ-માખી, પારધી, હોલો, પતંગિયું, કરોળિયો, ભમરી, હરણ, વગેરે વગેરે.

પછી દત્તાત્રેયે આ દરેક ગુરૂ પાસેથી પોતાને શું શું જ્ઞાન મળ્યું તે કહી સંભળાવ્યું, ને બોલી રહ્યા એટલે ઊંધું ઘાલી ચાલવા માંડયું.

દત્તાત્રેય આવા મસ્ત હતા.



૧ જ્ઞાન ગુરુની પાસેથી જ મળે એવો કોઈ નિયમ નથી એમ દત્તાત્રેય મહારાજના જીવન પરથી જણાય છે. પરંતુ જ્ઞાન પોતાની મેળે મેળવવું એ રમત વાત નથી. એ માટે દત્તાત્રેયના જેવી આતુરતા, ખંત, ધીરજ, અને તૈયારી જોઇએ.

૨ આબુ અને ગિરનાર પર્વતો પર દત્તાત્રેય ખૂબ ઘૂમેલા, તેથી એ બંને પર્વતોનાં ઊંચામાં ઊંચાં શિખરો 'ગુરુ શિખર' કહેવાય છે.

૩ દત્તાત્રેયે ગુરુ વગર જ્ઞાન મેળવ્યું એ વાત સાચી છે? અજગર, માછલું, ને મધમાખી જેવાં મૂંગાં પ્રાણી શી રીતે માણસનાં ગુરુ બની શકે? તો દત્તાત્રય એમને પોતાના ગુરુ કેમ કહે છે?

૪ દત્તાત્રેયે કેવી રીતે જ્ઞાન મેળવ્યું તેના બે પ્રસંગો લખો.



## [ ૩૫ ] જાદવાસ્થળી

ઉપરા ઉપરી ધરતીકંપના આંચકા આવતા હતા. દરિયામાં ભયંકર તોફાનો થતાં હતાં. થોડા જ વખતમાં કંઇક નવા જૂની થશે—જળનું સ્થળ, ને સ્થળનું જળ થતાં વાર નહિ લાગે, એમ લાગવાથી કૃષ્ણે પોતાનાં સઘળાં સગાંસંબંધીઓને બોલાવી દ્વારિકા તરત જ ખાલી કરવાની સલાહ આપી.

દ્વારિકામાંથી સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને બેટ શંખો-દ્ધારમાં મોકલવામાં આવ્યાં, અને બાકી જે પુરુષો રહ્યા તેમને લઇને કૃષ્ણ પ્રભાસની યાત્રાએ ગયા.

હજારો યાદવોએ પ્રભાસમાં ધમાચકડી મચાવી મૂકી. કામધંધો કશો હતો નહિ એટલે સૌ તોફાન મસ્તીએ ચડયા. તેઓ ગાવા લાગ્યા, નાચવા લાગ્યા, ને નાટક તમાશા કરવા લાગ્યા; દારૂ પીવા લાગ્યા, ને ગાળાગાળી કરવા લાગ્યા, બ્રાહ્મણો અને વડીલોનું અપમાન તથા મશ્કરીઓ કરવા લાગ્યા, પોતે લડેલી લડાઈઓની ને કલ્પિત પરાક્રમોની વાતો કરવા લાગ્યા, દરિયાકાંઠે હાથી, ઘોડા ને રથ દોડાવવાની શરતો કરવા લાગ્યા, ખોટેખોટી લડાઇઓ કરવા લાગ્યા અને એમાં સાચે સાચા ઘાયલ થવા લાગ્યા, હું મોટો, હું ડાહ્યો, હું શાણો, એમ કહી ગર્વથી ફુલાવા લાગ્યા.

જોતજોતામાં યાદવોનું આ તોફાન અતિશય વધી ગયું. કૃષ્ણ તથા બલદેવે એમને નમ્ર થવાની તથા દારૂ નહિ પીવાની ઘણી શિખામણો આપી, પણ એ અભિમાનીઓ ઊલટા એમને શિખામણો દેવા લાગ્યા ને દારૂના અગણિત ફાયદાઓ વિષે ભાષણો આપવા લાગ્યા.

એક દિવસે સઘળા યાદવોએ એટલો દારૂ પીધો કે દારૂના ઘેનમાં તેમને કશું ભાન રહ્યું નહિ. સૌ પોતપોતાને ફાવે તેમ બબડવા લાગ્યા ને એક બીજાનું અપમાન ને નિંદા કરવા લાગ્યા. આમાંથી ઝઘડો જામી ગયો. ગાળાગાળીમાંથી વાત મારામારી પર આવી. ધનુષ ખેંચાયાં, ગદાઓ ઊછળી, તલવારો ચમકી, ભાલા વીંઝાયા, પલકમાં ઘોર સંગ્રામ મચી

ગયો. હાથીઓવાળા હાથીઓ લઈને લડવા પડયા, રથવાળાએ રથ ઉતાર્યા, ઘોડા, ઊંટ, બળદ ને ગધેડાં પણ રહી ન ગયાં. કુટુંબનો ને સગપણનો સંબંધ ભુલાઇ ગયો, દીકરા બાપની સામે, ભાઈઓ ભાઇઓની સામે, ભાણેજો મામાઓની સામે, ભત્રિજા કાકાઓની સામે, મિત્રો મિત્રો સામે, એમ સૌ અંદર અંદર બાઝવા ને મારવા મરવા લાગ્યા.

બાણ ખૂટયાં, ધનુષ ખૂટયાં, શસ્ત્ર ખૂટયાં. સૌએ જે હાથ લાગ્યું તે લઇ લડવા માંડયું. પણ શા માટે ને કોની સામે તેનો કોઈ વિચાર કરતું નથી. કૃષ્ણ બલદેવને આ ભયંકર મારામારીની ખબર પડી. તેઓ ત્યાં દોડી આવ્યા ને સૌને સમજાવવા મથવા લાગ્યા. પણ ત્યાં તો એ દારૂડિયા યાદવો એમને મારવા દોડયા. ત્યારે કૃષ્ણ બલદેવ ત્યાંથી ખસી ગયા. વાંસમાંથી અગ્નિ પેદા થાય ને આખા જંગલને બાળી ભસ્મ કરે તેમ એ યાદવોના મદે અને ક્રોધે તેમનો તમામનો નાશ કર્યો.

આ ભયંકર નાશથી દુ:ખી થઇ બલદેવે પ્રાણત્યાગ કર્યો. એ જોઈ કૃષ્ણ એક પીપળાના ઝાડ નીચે જઇને બેઠા. તેમના દિલમાં આ વિનાશથી શોક નહોતો કે દુ:ખ નહોતું. કારણકે યાદવોની રીતભાત પરથી તેમને કયારની યે ખબર પડી ગઇ હતી કે આવું જ બનવાનું છે.

જમણા સાથળ ઉપર ડાબો પગ ચડાવીને કૃષ્ણ ઝાડ નીચે આડા પડયા હતા. દૂરથી કોઇ પારધિને એમના ડાબા પગની લાલચોળ પાની મૃગના મોં જેવી દેખાઈ. એ મૃગનો શિકાર કરવા તરત તેણે તીર છોડયું. તીર બરાબર નિશાનમાં ચોંટયું.

મૃગ હોય તો ચીસ પાડીને ઢળી પડે કે ભાગી જાય. અહીં એવું કાંઇ બન્યું નહિ, તેથી પારધિ ત્યાં દોડી આવ્યો ને કૃષ્ણને જોઇ તેમના પગમાં પડી અપરાધની માફી માગવા લાગ્યો. કૃષ્ણે હસતે મોઢે તેને આશીર્વાદ આપ્યા, ને શાંતિથી દેહત્યાગ કર્યો.



૧ દારૂનો જેમ કેફ ચડે છે તેમ સંપત્તિનો કેફ ચડે છે, તેમ વિજયનો કેફ ચડે છે, તેમ સુખનો કેફ ચડે છે. આમાંનો એકાદ કેફ પણ માણસનો નાશ કરવા સમર્થ છે, તો બધા જેનામાં કેફ ભેગા થાય તેની શી દશા! યાદવોમાં આ બધા યે કેફ ભેગા થયા હતા.

૨ યાદવોનો આ ભયંકર વિનાશ 'જાદવાસ્થળી' નામે ઓળખાય છે. જ્યાં સગાં સંબંધીઓ આમ લડી મરે ત્યાં 'જાદવાસ્થળી મચી' એમ કહેવાય છે.

કૃષ્ણના મૃત્યુ પછી કહે છે કે દ્વારિકા દરિયામાં ડૂબી ગઇ હતી.

૩ યાદવોના વિનાશથી કૃષ્ણને કેમ શોક કે દુઃખ નહિ થયું? યાદવાનો વિનાશ શાથી થયો? શું થયું હોત તો એ અટકાવી શકાત? કૃષ્ણે દારૂબંધી કરી હોત તો એ અટકી શકત ખરો? કૃષ્ણને પારધિ પર રોષ કેમ ન ચડયો? તે પરથી તેમનો સ્વભાવ તમને કેવો લાગે છે?



## ઉપનિષત્

# કથામંગલ



અસેવના ચ બાલાનં પંડિતાનં ચ સેવના
પૂજા ચ પૂજનીયાનં એતં મંગલમુત્તમં ।

મૂર્ખાની સંગતિથી દૂર રહેવું, પંડિતોનો સહવાસ રાખવો અને પૂજ્ય જનોની પૂજા કરવી, આ ઉત્તમ મંગલ છે. —ભગવાન બુદ્ધ

# અનુક્રમણિકા


| કથાંક | કથા | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | હં–હ–હ | ૭ |
| ૨ | નચિકેતા | ૯ |
| ૩ | એંઠુ ખાવાનો ધર્મ | ૧૧ |
| ૪ | 'ગાયોનો લાલચુ' યાજ્ઞવલ્કય | ૧૫ |
| ૫ | ગાડાવાળો રૈક્વ | ૧૯ |
| ૬ | હજી તપ કર | ૨૨ |
| ૭ | બીજો નથી ? | ૨૪ |
| ૮ | શ્વેતકેતુ | ૨૭ |
| ૯ | શ્વેતકેતુના પિતા | ૩૦ |
| ૧૦ | એક ગુરુના શિષ્ય | ૩૩ |
| ૧૧ | જપ | ૩૬ |
| ૧૨ | કોણ એ ? | ૩૯ |
| ૧૩ | જબાલાપુત્ર સત્યકામ | ૪૩ |
| ૧૪ | ઉપકોસલ | ૪૫ |
| ૧૫ | કોણ શ્રેષ્ઠ ? | ૪૮ |
| ૧૬ | જ્ઞાની રાજા | ૫૨ |
| ૧૭ | પાંખડીઓ | ૫૪ |
| ૧૮ | ઉપનિષદોની ઋષિવાણી | ૫૯ |

[ ૧ ]

# દ દ દ

દેવ, મનુષ્ય, ને અસુર, ત્રણે ભાઈઓ ઉમર લાયક થતાં વિદ્યાભ્યાસ માટે પોતાના પિતા પ્રજાપતિ બ્રહ્મા પાસે ગયા, ને તેમના શિષ્ય બની, બ્રહ્મચર્ય પાળી તેમની સેવા કરવા લાગ્યા. આમ ઘણાં વર્ષો ગયાં.

એક દિવસ દેવોએ જઈને પ્રજાપતિને કહ્યું: ' અમને ઉપદેશ કરો. ' પ્રજાપતિ બોલ્યાઃ ' દ. '

દેવો ખુશ થઈ ચાલવા માંડયા: પ્રજાપતિએ તેમને પાછા બોલાવીને પૂછ્યું: ' કાં, મેં કહ્યું તે સમજ્યા ? '

દેવોએ વિનયપૂર્વક કહ્યું: ' હા, અમે બહુ લહેરી અને એશઆરામી છીએ, તેથી આપ અમને દમન કરવાનું, મન ઉપર કાબુ રાખવાનું કહો છો. ' આ સાંભળી પ્રજાપતિએ કહ્યું: ' તમે બરાબર સમજ્યા છો. '

પછી મનુષ્યોએ આવીને પ્રજાપતિને અરજ કરી: ' મહારાજ, અમને ઉપદેશ કરો. ' પ્રજાપતિ માત્ર એક જ અક્ષર બોલ્યા: ' દ. '

આ સાંભળી મનુષ્યો ખુશ થઈ ચાલવા માંડયા. પ્રજાપતિએ તેમને પાછા બોલાવી પૂછ્યું: ' કાં, સમજ્યા ? ' મનુષ્યોએ વિનયપૂર્વક કહ્યું: ' હા, અમે બહુ લોભી છીએ, તેથી આપ અમને દાન કરવાનું કહો છો. '

પ્રજાપતિએ કહ્યું: ' તમે ખરૂં સમજ્યા છો. જાઓ. '

પછી આવ્યા અસુરો. અસુરોએ પ્રજાપતિને વિનતિ કરી: ' અમને ઉપદેશ કરો. ' પ્રજાપતિ માત્ર એક જ અક્ષર બોલ્યા: ' દ. '

અસુરો ઉપદેશ સાંભળી જવા લાગ્યા. ત્યારે પ્રજાપતિએ તેમને પાછા બોલાવી પૂછયું: ' કાં, મેં કહ્યું તે સમજ્યા ? '

અસુરોએ જવાબ દીધો: ' હા, અમે બહુ ક્રૂર છીએ. માટે આપ અમને દયા કરવાનું કહો છો. ' પ્રજાપતિએ કહ્યું: ' ખરી વાત. '

આમ ગુરુનો એક જ ઉપદેશ ત્રણે જણને પોતપોતાના સ્વભાવ પ્રમાણે જુદી જુદી રીતે સમજાયો. આજે પણ આકાશમાં વાદળાં ગડૂડે છે ત્યારે પણ એ જ ઘોષ સંભળાય છે: ' દ, દ, દ, દમન કરો, દાન કરો, દયા કરો. '

[ ' બૃહદારણ્યક ' અ૦ ૫, બ્રા૦ ૩



૧. ગુરુ એના એ છે, ઉપદેશ એનો એ છે, સ્થળ પણ એ છે, ને સમય પણ એ છે. છતાં એનો એ ઉપદેશ જુદા જુદા શિષ્યોને તેમના સ્વભાવ પ્રમાણે જુદી જુદી રીતે સમજાય છે. પણ, પોતાના દોષ જોતાં શીખ્યો હોય, અને ગુરુ તરફ પૂજ્યભાવ હોય તો જ શિષ્ય ખરું જ્ઞાન મેળવી શકે છે. દેવદાનવ વગેરેને વિશ્વાસ હતો કે ગુરુના વચનમાં કંઇ રહસ્ય છે તો જ તેમને ' દ ' નો અર્થ સમજાયો.

જેને જ્ઞાન મેળવવું જ છે તે ગમે ત્યાંથી મેળવી શકે છે. વાદળાંના ગડગડાટ, વીજળીના ચમકારા, વરસાદની ધારા, ઝબૂકતા તારા, આકાશના રંગો, ઝાડનાં પાંદડાં, નદીના કાંકરા, વગડાનાં ફૂલ વગેરે આપણા અસંખ્ય ગુરુઓ છે. દત્તાત્રેય મહારાજે આવી રીતે સાપ, કરોળિયો, મધમાખી, માછલી, પતંગિયું વગેરેને પોતાના ગુરુ માન્યા હતા.

૨. પ્રજાપતિએ ' દાન કરો, દયા કરો, દમન કરો ' એવો સ્પષ્ટ ઉપદેશ આપવાને બદલે એકલો 'દ' અક્ષર કેમ કહ્યો હશે? તેનું કારણ એ છે કે કોઈને બીજો પોતાની ભૂલ બતાવે એ ગમતું નથી, એવું થાય તો એને ગુસ્સો

ચડી જાય છે. વળી સાચો ગુરુ શિષ્યની ભૂલો કાઢતો નથી પણ શિષ્ય પોતે જ પોતાની ભૂલ શોધી કાઢે એવું કરે છે. તેથી જ પ્રજાપતિએ દેવદાનવ વગેરેને સીધો ઉપદેશ ન કર્યો.

૩. દેવ, દાનવ અને મનુષ્ય 'દ'નો અર્થ જુદો જુદો શાથી સમજ્યા તે લખો.



## [ ૨ ] નચિકેતા

નચિકેતાના પિતાએ યજ્ઞ કર્યો, ને બ્રાહ્મણોને ઘરડી ગાયો દાનમાં આપી. નચિકેતાને આથી દુઃખ થયું. તેણે પિતાને કહ્યું: ' બાપુ, હું પણ તમારું ધન છું. મને કોને આપો છો ? ' નચિકેતાએ ફરી ફરી આમ પૂછ્યું ત્યારે તેના પિતા ચિડાઇને બોલ્યા: ' તને મોતને આપું છું. '

નચિકેતાએ મોતને મળવાની તૈયારી કરી. તેણે ઉપવાસ આદર્યા. પિતા ગભરાયા. તેમણે તેને બહુ સમજાવ્યો, પણ નચિકેતા ન માન્યો. તે બોલ્યો: ' પિતાજી, માણસો ઘાસની માફક મરે છે અને જન્મે છે, એમાં શોક શાનો ? તમે મારું દાન કર્યું છે. તમારું વચન ન પાળું તો હું પાપી ઠરું. '

નચિકેતા ખાતો નથી, પીતો નથી, ઘડીએ ને પળે મૃત્યુની પ્રાર્થના કરે છે. એમ કરતાં એને ત્રણ દિવસની લાંઘણ થઈ. તપસ્વી બ્રાહ્મણકુમારને આમ ભૂખે તરસે દુઃખી થતો જોઈ યમ ત્યાં દોડી આવ્યા, અને હાથ જોડી બોલ્યા: ' બ્રાહ્મણકુમાર, તમે મારા અતિથિ છો, અને ત્રણ દિવસથી ભૂખ્યા છો, માટે મારી પાસેથી ગમે તે ત્રણ વરદાન માગી લો.

નચિકેતાએ કહ્યું: ' પહેલું તો એ આપો કે મારા પિતાનો મારા પરનો ક્રોધ શાંત થાય અને તેઓ મને પ્રેમથી બોલાવે. '

યમરાજે કહ્યું: ' એ આપ્યું. હવે બીજું માગ. '

નચિકેતા બોલ્યો: ' સ્વર્ગ કેવી રીતે મળે છે તે મને સમજાવો. ' યમરાજાએ વિગતવાર એના પ્રશ્નનો જવાબ આપ્યો. અને કહ્યું: ' હવે બીજું કંઇ માગ. '

નચિકેતાએ માગ્યું: ' મરણ પછી શું થાય છે તે મને કહો. '

યમરાજે કહ્યું: ' અરે ભાઇ, આવું શું માગે છે ? ધન માગ, હાથી માગ, ઘોડા માગ, સોનું માગ, રાજ્ય માગ, ખૂબ લાંબો આવરદા માગ. '

પણ નચિકેતા એકનો બે ન થયો. તેણે માત્ર જ્ઞાનની માગણી કરી. છેવટે યમરાજે એને સંપૂર્ણ જ્ઞાનનો ઉપદેશ કર્યો.

આવી રીતે નચિકેતા પોતાની જ શક્તિથી જ્ઞાની અને તપસ્વી બન્યો.

[ ' કઠ '



૧. ' દ દ દ 'માં શિષ્યનો દોષ બતાવવાની રીત દેખાડી, આ વાર્તામાં વડીલનો દોષ બતાવવાની રીત દેખાડી છે. જ્ઞાનને ઉમરની સાથે કંઈ સંબંધ નથી. નચિકેતા બાળક છે, પણ એના પિતા કરતાં વધારે સમજુ છે. વડીલનો દોષ બતાવવા એ પોતાને માથે દુ:ખ વહોરી લે છે, અને વરદાન માગે છે ત્યારે ' પિતા મને પ્રેમથી બોલાવે ' એ પહેલું માગે છે.

૨. જ્ઞાનની જેને લગની લાગી છે તેને જ્ઞાન મળે જ છે. એવા જ્ઞાનાર્થીને જ્ઞાન સિવાય કશાથી સંતોષ થતો નથી. વળી, શિષ્યને મન જ્ઞાનની કેટલી

કિંમત છે એ તપાસ્યા પછી જ ગુરુ જ્ઞાન આપે છે. યમ રાજા નચિકેતાને જ્ઞાનને બદલે હાથીઘોડા લેવાનું કહે છે, પણ નચિકેતા એવો સોદો કરી છેતરાય એવો નથી. એ જાણે છે કે હાથી, ઘોડા, રાજ્ય કે લાંબો આવરદા છેવટે નાશ પામવાનો છે, પણ જ્ઞાન તો અમર છે.

૩. નચિકેતા પિતાને કહે છેઃ 'હું યે તમારું ધન છું.' પુત્ર પિતાનું ધન કેવી રીતે? આ ધનનું કોઇને દાન કરી શકાય ખરું? પિતાએ ઉપવાસ ન કરવાનું કહ્યું, છતાં નચિકેતાએ કેમ ન માન્યું? એથી એણે પિતાની આજ્ઞાનો ભંગ કર્યો એમ કહેવાય ખરું?

૪. નચિકેતાએ કયાં કયાં ત્રણ વરદાન માગ્યાં? તમને કોઈ પૂછે તો તમે આજે કયાં કયાં ત્રણ વરદાન માગો?



# [ ૩ ] એઠું ખાવાનો ધર્મ

વરસાદ ન આવે તો દેશમાં દુકાળ પડે છે, તેવી રીતે જોઇએ તે કરતાં અતિ ઘણો વરસાદ આવે તો પણ દેશમાં દુકાળ પડે છે. એક વખત કુરુ દેશમાં અતિવૃષ્ટિથી આવો દુકાળ પડયો. ખેતરોમાં ઊગેલું અનાજ વરસાદથી ધોવાઇ ગયું. ઢોરઢાંખર ઘણાં પાણીમાં તણાઇ ગયાં. ઘણાંનાં ઘરબાર હતાં નહતાં થઇ ગયાં. અસંખ્ય લોકો દેશ છોડી અન્ન માટે ભટકવા લાગ્યા.

ઉષસ્તિ નામનો એક વિદ્વાન બ્રાહ્મણ દુકાળના ત્રાસે ગામ છોડી નીકળ્યો. તેની સાથે તેની સ્ત્રી હતી. બંને જણ ભૂખ્યાં તરસ્યાં રાતે એક ગામમાં આવી પહોંચ્યાં. આ ગામમાં એકલી માવત લોકોની જ વસ્તી હતી. ઉષસ્તિ એક ગરીબ માવતને ઘેર જઇ ઊભો. માવત તે વખતે સડેલા અડદ બાફીને

ખાવા બેઠો હતો. ઉષસ્તિએ કહ્યું: 'ભાઈ, મને કંઇ ખાવાનું મળશે ? ભૂખે મારો જીવ જાય છે.'

માવતે જવાબ દીધો: 'મહારાજ, તમે ઘર ભૂલ્યા. મારા જેવો ગરીબ બીજો કોઇ નથી. ઘરમાં થોડા સડેલા અડદના દાણા પડયા હતા તે બધાયે ખણીખોતરીને કાઢી, બાફીને અત્યારે ખાવા બેઠો છું.'

'તો એમાંથી થોડા અડદ મને આપી શકે તો આપ.' ઉષસ્તિએ કહ્યું.

'આપવાની મને ના નથી, મહારાજ, પણ આ મારા ભાણામાં પડયા છે તે સિવાય બીજા અડદ મારી પાસે નથી. એંઠા અડદ હું આપને કેવી રીતે આપી શકું ?' માવત બોલ્યો.

'તું આપીશ તો એ એંઠા અડદ પણ હું ખુશીથી ખાઇશ.'

માવતે પોતાના ભાણામાંથી થોડા અડદ બ્રાહ્મણને આપ્યા. બ્રાહ્મણે સ્રીને માટે થોડા રાખી બાકીના અડદ સંતોષથી ખાધા. પછી માવતે પોતાના વાસણમાંથી એને પાણી આપ્યું. પણ ઉષસ્તિએ કહ્યું: 'ભાઇ, આ પાણી હું નહિ પીઉં, એ તારું બોટેલું છે.'

માવતે નવાઇ પામી કહ્યું: 'તો શું અડદ મારા એંઠા નહોતા ? એંઠા અડદ ખવાય ને મારું એઠું પાણી ન પીવાય એ કેવી વાત ?'

ઉષસ્તિએ કહ્યું: 'એંઠા અળદ મેં ખાધા, કારણકે ભૂખે મારો જીવ જતો હતો, બીજે માગવા જવાની મારામાં શક્તિ નહોતી, અને બીજે પણ ચોખ્ખું ખાવાનું મળશે જ એવી ખાતરી નહોતી. પણ ચોખ્ખું પાણી તો મને ગમે ત્યાં મળી

રહેશે: તરસે જીવ જવા વખત આવશે તો એઠું પાણી પણ પીશ. નભી શકે છતાં જો ન નભાવું તો હું મારો ધર્મ ચૂક્યો ગણાઉં.'

એટલામાં ઉષસ્તિની સ્ત્રી ત્યાં આવી પહોંચી. તે બીજે ભિક્ષા માગવા ગઈ હતી, અને તેને સારી ભીખ મળી પણ હતી. ઉષસ્તિએ તેને પેલા અડદ આપ્યા. સ્ત્રીએ પોતાને મળેલી ભિક્ષાથી ચલાવ્યું, ને અડદ રાખી મૂક્યા. બંને જણ રાતવાસો એ માવતને ત્યાં જ રહ્યાં. સવારમાં વહેલા ઊઠી નિત્યકર્મથી પરવારી ઉષસ્તિએ કંઈ કામધંધો ખોળવા જવા વિચાર કર્યો. પણ શરીરમાં શક્તિ નહોતી. સ્ત્રીએ પેલા રાખી મૂકેલા સડેલા અડદ કાઢીને આપ્યા, તે ખાઇને તે નીકળ્યો.

થોડા ગાઉ પર એક ગામ હતું. ત્યાંનો રાજા યજ્ઞ કરાવતો હતો. ઉષસ્તિ એ યજ્ઞશાળામાં જઇ ઊભો. બ્રાહ્મણો લાંબા રાગ કાઢી, જોરશોરથી મંત્રો બોલી રહ્યા હતા. ઉષસ્તિ તરત સમજી ગયો કે આ લોકોને મંત્રો બરાબર આવડતા નથી, ને બોલવામાં ઘણી ભૂલો કરે છે. આ જોઈ તેનાથી ન રહેવાયું. ઊભો હતો ત્યાંથી રાડ પાડી તે બોલી ઊઠયો:

'ખબરદાર, જો મારી આગળ અગડં બગડં ચલાવશો તો હું પ્રશ્ન પૂછી તમારું પોલ બહાર પાડીશ. તે વખતે તમારું માથું કપાઇ ગયા જેવું થશે.'

આ સાંભળી બ્રાહ્મણો ચૂપ થઇ ગયા.

આ જોઈ રાજાને થયું કે નક્કી આ કોઇ મહા વિદ્વાન મારે ઘેર પધાર્યો છે. એટલે તેણે તેનો સત્કાર કર્યો, ને હાથ જોડી પૂછયું: 'મહારાજ, આપ કોણ છો ?'

ઉષસ્તિએ કહ્યું: 'હું ચક્રનો પુત્ર ઉષસ્તિ છું.'

'ઉષસ્તિ! આપ એ પોતે! આ યજ્ઞ માટે આપને બોલાવવા મેં ઘણા માણસો મોકલ્યા, પણ આપનો પત્તો ન મળ્યો, ત્યારે જ મારે આપના વગર ચલાવવું પડયું છે. હવે આપ આ યજ્ઞ કરાવો, હું આ બધા બ્રાહ્મણોને કાઢી મૂકું છું.'

ઉષસ્તિએ કહ્યું: 'ના, કોઇને કાઢી મૂકવાની જરૂર નથી. હું એમની જ પાસે યજ્ઞ કરાવીશ, ને એમની ભૂલ થતી હશે ત્યાં સુધરાવીશ.'

રાજા બોલ્યો: 'આપને હું બમણી દક્ષિણા આપીશ.'

ઉષસ્તિ બોલ્યો: 'ના, આ સૌને આપો તેટલી જ દક્ષિણા મને આપજો, વધારે દક્ષિણા લઇ હું આ બ્રાહ્મણોનું અપમાન કરવા નથી માગતો.'

આ સાંભળી બ્રાહ્મણો ઉષસ્તિ પર ખુશ થઈ ગયા. તેઓ વિનયથી ઉષસ્તિને પોતાની ભૂલો વિષે પૂછવા લાગ્યા, અને એમ ઉષસ્તિએ તેમની જ પાસે યજ્ઞ પૂરો કરાવ્યો.

[ છાંદોગ્ય પ્રપાઠક–૧



૧. શરીરની શુદ્ધિ માટે શુદ્ધ ખોરાક ને શુદ્ધ હવા પાણી લેવાં જોઇએ. જ્યારે વાત જીવ પર આવે, ત્યારે ન છૂટકે, શરીરને ટકાવી રાખવા અશુધ્ધ અન્ન જળ ખાવાં એ ધર્મ છે. આને દુઃખ વખતનો ધર્મ, એટલે આપદ્ધર્મ કહે છે. ઉષસ્તિએ આપદ્ધર્મ કેવી રીતે બજાવ્યો તે જુઓ.

૨. ઉષસ્તિ વિદ્વાન બ્રાહ્મણ હતો. વિદ્વાન બ્રાહ્મણને શોભે એવા કયા કયા ગુણો એનામાં હતા તેની નોંધ કરો.

૩. હિંદુઓનો મુખ્ય ધર્મગ્રંથ વેદ છે. વેદ ચાર છે: ઋગ્વેદ, સામવેદ,

યજુર્વેદ અને અથર્વવેદ. આ વેદોનું શિક્ષણ આશ્રમોમાં મળતું. ગુરુઓ શિષ્યો પાસે વેદ મોઢે કરાવતા. વેદોના મૂળ મંત્રોમાં ગમે તેમ બોલવાથી કંઈ ફેરફાર ન થઈ જાય એટલા માટે, બોલતી વખતે તેના ઉચ્ચાર ખૂબ સ્પષ્ટ થવા જોઈએ એવી ઋષિઓની આજ્ઞા હતી. આથી લોકો એમ માનતા કે કોઇ ઢોંગી પંડિત મંત્રોમાં ભૂલો કરતો હોય ને તે વખતે કોઈ જ્ઞાની આવી તેને કંઈ પ્રશ્ન પૂછે અને તેનો જવાબ તે ઢોંગી ન આપી શકે તો એ મંત્રના બળથી એ ઢોંગીનું માથું નીચે કપાઇ પડે છે. ઉષસ્તિએ ‘ખબરદાર’ કરીને બૂમ પાડી ત્યારે બ્રાહ્મણો એકદમ ચૂપ થઇ થયા તેનું કારણ આ બીક હતી.



## [ ૪ ] ‘ગાયોનો લાલચુ’ યાજ્ઞવલ્કય

જનક રાજાએ યજ્ઞ કર્યો. દેશદેશના બ્રાહ્મણો એ વખતે આવ્યા હતા. આ બધા બ્રાહ્મણોમાં કોણ શ્રેષ્ઠ છે એ જાણવાની જનકને ઇચ્છા થઈ, તેથી તેણે એક હજાર ગાયો મંગાવી, અને દરેક ગાયને બંને શિંગડે પાંચ પાંચ સોના-મહોરો બંધાવી. પછી તેણે બ્રાહ્મણોને કહ્યું: ‘તમારામાંથી જે શ્રેષ્ઠ બ્રાહ્મણ હોય તે આ ગાયોને ઘેર જઇ જાય.’

સૌને ગાયો ને સોના મહોરો જોઈતી હતી, પણ શ્રેષ્ઠ છું એમ કહેવાથી ઓછું જ શ્રેષ્ઠ બની જવાય છે? આટલા બધા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠતા સાબીત ન કરી શકાય તો જૂઠા પડવું પડે, અપમાન ખમવું પડે ને વખતે માથું પણ કપાઇ જાય. આથી ગાયો લઇ જવાની કોઈએ હિંમત કરી નહિ.

આ બ્રાહ્મણોમાં યાજ્ઞવલ્કય નામના એક ઋષિ હતા. છેવટે તેમણે ગાયો લઈ જવા પોતાના શિષ્યને આજ્ઞા કરી.

પણ એમ સહેલાઈથી બ્રાહ્મણો ગાયો લઇ જવા દે એવા નહોતા. તેઓ ગુસ્સે થઈ ગયા. એક જણ બોલી ઊઠયોઃ 'શું તું શ્રેષ્ઠ બ્રાહ્મણ છે ?'

યાજ્ઞવલ્કયે શાંતિથી જવાબ દીધો: 'બાપુ, હું તો શ્રેષ્ઠ બ્રાહ્મણનો દાસ છું; અમે તો માત્ર ગાયોના લાલચુ છીએ.'

પેલાએ કહ્યું: 'મારા પ્રશ્નનો જવાબ દે.'

યાજ્ઞવલ્કયે શાંતિથી કહ્યું: 'પૂછો.'

બ્રાહ્મણે પ્રશ્ન પૂછયો, યાજ્ઞવલ્કયે તેનો જવાબ દીધો. પૂછનાર ચૂપ થઇ ગયો. પછી બીજાએ પ્રશ્ન પૂછયો. તેને જવાબ મળ્યો. એક પછી એક વિદ્વાનો પ્રશ્નો પૂછવા લાગ્યા. તેમાં ગાર્ગી નામે એક પંડિતા બાઈ હતી. તેણે પણ એક પ્રશ્ન પૂછયો. આમ કુલ સાત વિદ્વાનોએ પ્રશ્નો પૂછયા. સાતેને બરાબર જવાબ મળ્યા. પછી ફરીને ગાર્ગી ઊભી થઇ. તેણે કહ્યું: 'હે બ્રાહ્મણો, હવે હું ફરી પણછ ચડાવું છું. તીર જેવા બે પ્રશ્નો હું આ વખતે પૂછવા માગું છું. મારા આ પ્રશ્નોના ઉત્તર દઇ જો એ હવે મને હરાવે તો જાણજો કે કોઇ જ એને જીતી શકવાનું નથી. હવે આપની રજા હોય તો હું પૂછું. બ્રાહ્મણોએ ગાર્ગીને રજા આપી. યાજ્ઞવલ્કયે પણ કહ્યું: 'ભલે, પૂછ.'

ગાર્ગીએ પૂછયું: 'આ જગત શામાં ઓતપ્રોત છે?'

યાજ્ઞવલ્કયે તરત જવાબ દીધો: 'આકાશમાં.'

ગાર્ગીએ બીજો પ્રશ્ન કર્યો: 'અને આકાશ શામાં ઓતપ્રોત છે ?'

'પરમાત્મામાં. સઘળું એણે બનાવ્યું છે, ને સઘળું

એની અંદર ઓતપ્રોત છે. સૃષ્ટિમાં જે કંઇ છે તે બધું પરમાત્મા છે. એ પરમાત્માને કોઇએ જોયા નથી, કારણકે એના સિવાય જોનારું બીજું કોઇ નથી. એનો અવાજ કોઈએ સાંભળ્યો નથી, કારણકે એના સિવાય અવાજ કરનારું બીજું કોઈ નથી. મનથી એની કલ્પના થઇ શકતી નથી, ને બુદ્ધિથી એને જાણી શકાતો નથી. જોનારો યે એ પરમાત્મા છે, ને જોવાની ચીજ પણ એ પરમાત્મા પોતે છે, સાંભળનારો યે એ છે, ને સાંભળવાનો શબ્દ પણ એ પોતે છે. એ પરમાત્મા અવિનાશી છે, તેથી તેને અક્ષર કહે છે.'

ગાર્ગીએ જાહેર કર્યું કે યાજ્ઞવલ્કય શ્રેષ્ઠ બ્રાહ્મણ છે, તેમને કોઈ જીતી શકે તેમ નથી. આટલું જોયા જાણ્યા છતાં એક પંડિત ઊભો થયો. તેની અને યાજ્ઞવલ્કયની વચ્ચે જુસ્સાદાર સંવાદ ચાલ્યો. યજ્ઞવલ્કયે એને થકવી એની રેવડી દાણાદાણ કરી નાખી.

પછી યાજ્ઞવલ્કયે બ્રાહ્મણોને કહ્યું: 'હજી કોઈનો ઇચ્છા હોય તો મને પૂછો, એકે એકે પૂછો કે બધા મળીને પૂછો. અથવા કહો તો હું તમને પૂછું—બોલો, એક એક જણને પૂછું કે સૌને સામટા પૂછું ?'

પણ કોઇ બોલ્યું નહિ. પ્રશ્ન પૂછવાની કે જવાબ દેવાની કોઇની હિંમત નહોતી રહી.

આમ પોતાને 'ગાયોનો લાલચુ' ને 'શ્રેષ્ઠ બ્રાહ્મણનો દાસ' કહેનાર યાજ્ઞવલ્કય પોતે જ શ્રેષ્ઠ બ્રાહ્મણ સિદ્ધ થયા.

[ બૃહદારણ્યક અ૦ ૩



૧. યાજ્ઞવલ્કય પોતાને 'ગાયોનો લાલચુ' અને 'શ્રેષ્ઠ બ્રાહ્મણનો દાસ' કહે છે. આ ઉપરથી ખરેખરો જ્ઞાની કેવો નમ્ર અને નિરભિમાની હોય છે તેનો ખ્યાલ આવશે.

૨. ગાર્ગી સ્ત્રી હતી, છતાં વિદ્વાન બ્રાહ્મણોની સભામાં કેવી હિંમતથી પ્રશ્નો પૂછે છે! ગાર્ગીને ધનુર્વિદ્યાનું પણ જ્ઞાન હોય એમ લાગે છે. યાજ્ઞવલ્કયને બાદ કરતાં આખી સભામાં પોતે જ શ્રેષ્ઠ જ્ઞાની છે એવો તેને વિશ્વાસ હોય એમ લાગે છે. તેથી તે કહે છે કે 'મારા પ્રશ્નોના જો યાજ્ઞવલ્કય જવાબ દઈ શકે તો જાણજો કે કોઈ એને જીતી શકવાનું નથી.' એ સવાલ જવાબો ઘણા લાંબા છે, ને સમજવા અઘરા પણ છે. તેથી આ વાર્તામાં તે વિષે માત્ર થોડીક લીટીઓ લખી છે. પોતાના પ્રશ્નોના જવાબ મળ્યા પછી ગાર્ગી નિર્ણય આપે છે કે યાજ્ઞવલ્કય શ્રેષ્ઠ બ્રાહ્મણ છે, એને કોઇ છેડશો નહિ. એના શબ્દોથી આખી સભા ચૂપ થઇ જાય છે.

આ પરથી જણાશે કે પ્રાચીનકાળમાં સ્ત્રીઓ પણ શાસ્ત્રોનો અભ્યાસ કરતી, પંડિતોની સાથે વાદમાં ઊતરતી, ને યજ્ઞક્રિયાઓમાં પણ ભાગ લેતી.

૩. યાજ્ઞવલ્કયને બે સ્ત્રીઓ હતી, તેમાં મૈત્રેયી જ્ઞાની હતી. યાજ્ઞવલ્કય જ્યારે સન્યાસી બની વનમાં જવા નીકળ્યા ત્યારે તેમણે બંને સ્ત્રીઓને પોતાની મિલકત વહેંચી આપી, પણ મૈત્રયીએ તે લેવાની ના પાડી. તેણે વિચાર કર્યો કે માણસ કોઇ વસ્તુનો ત્યાગ, તેનાથી વધુ સારી વસ્તુ મળે તો જ કરે છે. તેથી તેણે પતિને પૂછ્યું: 'આ ધનવૈભવનો કદી નાશ નહિ થાય?'

યાજ્ઞવલ્કયે કહ્યું: 'થશે.'

'પણ મારે તો નાશ ન થાય એવી વસ્તુ જોઈએ છે.'

'એવી વસ્તુ તો જ્ઞાન છે' કહી યાજ્ઞવલ્કયે મૈત્રેયીને ઈશ્વર વિષે જ્ઞાનનો સુંદર ઉપદેશ કર્યો. પછી તેની રજા લઇ તેમણે સંસાર ત્યાગ કર્યો.

[બૃહદારણ્યક અ. ૨. બ્રા. ૪]

૪. આ પાઠ પરથી ગાર્ગીનો વૃત્તાંત ટૂંકમાં લખો.



[ ૫ ]

# ગાડાવાળો રૈકવ

એક રાજા હતો. તે ઘણો ઉદાર અને ધાર્મિક વૃત્તિનો હતો. પોતાના રાજ્યમાં ગામડે ગામડે ને શહેરે શહેરે તેણે પરબો મંડાવી હતી, સદાવ્રતો ખોલ્યાં હતાં, પાઠશાળાઓ સ્થાપી હતી અને છાત્રાલયો ઉઘાડ્યાં હતાં. આખાયે દેશમાં કોઇ ભૂખ્યું ન રહે એવી તેની ઇચ્છા હતી.

રાજાની કીર્તિ ચારે દિશાએ ફેલાવા લાગી. લોકો તેના ગુણોની સ્તુતિ કરવા લાગ્યા, એટલે સુધી કે પશુપંખીઓ પણ તેનું ગુણકીર્તન કરવા લાગ્યાં.

એક વાર રાતને સમયે રાજા નગરચર્યા જોવા નીકળ્યો હતો. તે વખતે કેટલાક હંસોને ઉડતા આવતા એણે જોયા. હંસો પાસે આવ્યા ત્યારે રાજાએ નીચેના શબ્દો સાંભળ્યા:

પાછળના એક હંસે આગળના હંસને કહ્યું: ‘જોજે, સાચવીને ઊડજે. આ ધર્મિષ્ઠ રાજાનું તેજ સૂરજના જેવું છે. નજીક જઇશ તો એ તને બાળી મૂકશે.’

આગલા હંસે જવાબ દીધો: ‘એવું બીવાની જરૂર નથી. ગાડાવાળા રૈકવના જેવું તેજ આ રાજાનું નથી.’

પાછલો હંસ બોલ્યો: ‘કેવા છે એ ગાડાવાળા રૈકવ?’

આગલો હંસ બોલ્યો: ‘એ મહા પ્રતાપી છે. જગતમાં એમનાથી અજાણ્યું કંઇ નથી. તેઓ જે જાણે છે તે જ ખરૂં જ્ઞાન છે.’

રાજાએ હંસનાં આ વચનો સાંભળ્યાં. એને થયું, મારે એ મહાત્માનાં દર્શન કરવાં જોઇએ. સવાર થતાં જ એણે પોતાના સારથિને બોલાવી કહ્યું: 'જા, ગાડાવાળા રૈકવ મહાજ્ઞાની છે, એમને અહીં બોલાવી લાવ.'

સારથિ રથ લઇને આખા નગરમાં ફરી વળ્યો, પણ ક્યાંયે તેને ગાડાવાળા રૈકવ મળ્યા નહિ. તેણે રાજાને કહ્યું: 'મહારાજ! આખું ગામ જોઇ વળ્યો, ક્યાંય મને એ મહાત્મા જણાયા નહિ.'

રાજાએ કહ્યું: 'મૂર્ખ! બ્રાહ્મણો કાંઇ શહેરમાં રહેતા હશે! જા, વનમાં શોધ કર.'

શોધતાં શોધતાં વનમાં, એક ગાડાની નીચે કોઇ દરાજ ખંજવાળતું બેઠેલું દેખાયું. સારથિને ચીતરી ચડી. જ્ઞાની બ્રાહ્મણ તે કંઇ આવો હોય? છતાં પૂછી જોવું ઠીક, એમ સમજી તેણે પૂછ્યું: 'રે, તું જ કે—આપ જ પેલા ગાડાવાળા રૈકવ છો?' બિચારાથી તું કહેતાં કહેતાં આપ કહેવાઈ ગયું. સામેથી જવાબ મળ્યો: 'હા, હું જ એ રૈકવ છું.'

સારથિએ આવીને રાજાને વાત કરી.

છસો ગાયો, ઘોડા જોડેલો રથ અને સોનું લઈને રાજા ધામધૂમપૂર્વક રૈકવની પાસે ગયો, અને તેમને પગે લાગી નમ્રતા પૂર્વક બોલ્યો: 'આ બધું આપને ભેટ ધરૂં છું, મહારાજ, આ સ્વીકારો અને આપે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેનો મને ઉપદેશ કરો.'

રૈકવે જવાબ દીધો: 'અરે શુદ્ર, લઈ જા એ બધું પાછું, મારે નહિ જોઈએ.'

રાજાને થયું કે મહાત્માને આટલી ભેટ ઓછી પડે છે, તેથી ફરીને તે એક હજાર ગાયો, સુવર્ણ તથા પોતાની કુંવરીને લઇને ગયો. રૈકવના પગમાં માથું મૂકી તે નમ્રતા પૂર્વક બોલ્યો: 'કૃપા કરી આ ગાયો ને આ સુવર્ણ સ્વીકારો. આ ગામ પણ હું આપને આપું છું, વળી આ મારી પુત્રી પણ હું આપની સેવામાં સમર્પણ કરૂં છું.'

રૈકવે ઊંચું જોયું. રાજકુંવરીના માથા પર હેતથી હાથ ફેરવી એ બોલ્યા: 'બેટા, ભગવાન તારૂં ભલું કરો. જા, ઘેર જા.'

કુંવરીને વિદાય કરી રૈકવ રાજા તરફ ફર્યા: 'અરે શૂદ્ર! ફરી પાછો તું આવું જ લઇને આવ્યો? જ્ઞાનને શું તું વાડીની શાકભાજી સમજે છે કે એની ખરીદી કરવા નીકળ્યો છે?'

રાજાના મગજમાં અજવાળું થયું. હવે તે સમજ્યો કે જ્ઞાનની કિંમત સુવર્ણથી કે ધનથી નથી થઇ શકતી. જ્ઞાન તો ગુરુની સેવા કરવાથી, ગુરુની કૃપાથી મળે છે. તેનું અભિમાન ઓગળી ગયું. તે ઘેર પાછો ગયો જ નહિ ત્યાં જ એ ગાડાવાળા રૈકવનો શિષ્ય બની ને રહ્યો, ને એમની સેવા ચાકરી કરવા લાગ્યો.

વખત જતાં ગુરુને ખાતરી થઈ કે શિષ્ય લાયક છે, એટલે તેમણે તેને જ્ઞાનનો ઉપદેશ કર્યો.

[ છાંદોગ્ય, પ્રપાઠક. ૪



૧. ગાડાવાળા રૈક્વે રાજાને બે વાર 'શૂદ્ર' શા માટે કહ્યો? જ્ઞાનની ખરીદી ન થઈ શકે એમ તેમણે શાથી કહ્યું? તો શું જ્ઞાન મફત મળી શકે છે?

૨. રાજા જેવો રાજા રૈક્વ જેવા ગાડાવાળાનો શિષ્ય બન્યો એ પરથી તમે એની નમ્રતા, તથા જ્ઞાન મેળવવાની તેની ઝંખના કેવી હશે તેનો ખ્યાલ કરજો.

૩. ઉપનિષત્કાળમાં ગુરુઓ—બ્રાહ્મણો વસ્તીમાં રહેતા નહોતા, તથા ધનનો સંગ્રહ કરતા નહોતા, તેઓ ગમે તેને વિદ્યા ભણાવતા નહિ, લાયક શિષ્યને જ જ્ઞાન આપતા. શોધવાથી આવું બધું ઘણું આ વાર્તામાંથી જડશે, શોધવાનો પ્રયત્ન કરી જુઓ. 'બ્રાહ્મણ' શબ્દ 'જ્ઞાની'ના જ અર્થમાં તે કાળમાં વપરાતો.



## [ ૬ ] હજી તપ કર

ભૃગુએ પોતાના દાદા વરૂણની પાસે જઈને કહ્યું: 'દાદાજી, તમે સૌ પરમાત્મા પરમાત્મા કરો છો તે શું છે તે મને કહો.'

વરૂણે કહ્યું: 'તું જ શોધી કાઢને, એ શું છે તે!'

ભૃગુએ કહ્યું: 'કેવી રીતે શોધી કાઢું?'

વરૂણે કહ્યું: 'જેમાંથી બધું ઉત્પન્ન થાય છે, જેને લીધે બધું જીવે છે ને જેમાં છેવટે બધું લય થાય છે તેનું નામ પરમાત્મા છે. હવે તે શું છે તે તું તપથી શોધી કાઢ.'

ભૃગુ બુદ્ધિશાળી છોકરો હતો. જે ચીજ જુએ તેને તે પૂછવા લાગ્યો: તું પરમાત્મા છે? શું તારે લીધે અમે જીવીએ છીએ? એમ વિચાર કરતાં કરતાં એને લાગ્યું કે અન્નમાંથી સઘળું ઉત્પન્ન થાય છે, અન્નથી સઘળું જીવે છે, ને અન્નમાં જ સઘળું લય થાય છે, માટે અન્ન પરમાત્મા છે. તેણે પિતાની પાસે આવી એ પ્રમાણે કહ્યું. પિતાએ કહ્યું: 'હજી તપ કર.'

ભૃગુએ વળી તપ કરવા માંડયું. રાત ને દિવસ એ ઈશ્વરચિંતનમાં જ રહેવા લાગ્યો. બહુ તપ પછી એને જણાયું કે પ્રાણમાંથી સઘળું ઉત્પન્ન થાય છે, પ્રાણથી સઘળું જીવે છે ને પ્રાણમાં જ સઘળું લય થાય છે. તેથી એને લાગ્યું કે પ્રાણ પરમાત્મા છે. તેણે પિતાને એ પ્રમાણે કહ્યું. પિતાએ કહ્યું: 'હજી તપ કર.'

ભૃગુએ વળી તપ કરવા માંડયું. તેને જણાયું કે મનમાંથી સઘળું ઉત્પન્ન થાય છે, મનથી સઘળું જીવે છે ને મનમાં જ સઘળું લય થાય છે. તેથી તેને લાગ્યું કે મન પરમાત્મા છે. તેણે પિતાને એ પ્રમાણે કહ્યું, પણ પિતાએ કહ્યું કે હજી તપ કર.

આગળ વિચાર કરતાં ભૃગુને લાગ્યું કે બુદ્ધિમાંથી સઘળું ઉત્પન્ન થાય છે, બુદ્ધિથી સઘળું જીવે છે ને બુદ્ધિમાં જ સઘળું લય થાય છે, માટે બુદ્ધિ પરમાત્મા છે.

તેણે આ પ્રમાણે પિતાને કહ્યું, ત્યારે તેમણે કહ્યું, 'હજી તપ કર.' ભૃગુએ ખૂબ તપ કર્યું. બુદ્ધિની પેલી પાર તે

પહોંચી ગયો. આ અનુભવથી તેના દિલમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો. તેને લાગ્યું કે આનંદમાંથી જ સઘળું ઉત્પન્ન થાય છે, આનંદથી જ સઘળું જીવે છે ને આનંદમાં જ સઘળું લય થાય છે. માટે આનંદ એ જ પરમાત્મા છે.

તેણે પિતાને એ પ્રમાણે કહ્યું. પિતાએ કહ્યું: 'આજે તું ખરો જ્ઞાની બન્યો.'

આ પ્રમાણે વરુણે પોતાના પુત્ર ભૃગુને જ્ઞાની બનાવ્યો.

[ તૈત્તિરીય–ભૃગુવલ્લી



૧. પ્રાચીન કાળમાં ગુરુઓ સમજતા કે અનુભવથી જ શિષ્ય જેટલું સમજે તેટલું સાચું છે. પોતાના માનીતા શિષ્યોને તો આ સિદ્ધાન્ત મુજબ જ તેઓ તાલીમ આપતા. સત્યકામ જાબાલ, ઉપકોસલ, નચિકેતા, ભૃગુ વગેરે આનાં દૃષ્ટાન્તો છે.

૨. ભૃગુએ પરમાત્માનો કેવી રીતે અનુભવ કર્યો તે લખો.



## [ ૭ ] બીજો નથી?

ગાર્ગ્ય નામનો એક બ્રાહ્મણ હતો. તે બહુ અભિમાની અને વાચાળ હતો. મારા જેવો જ્ઞાની જગતમાં કોઇ નથી એવો તેને ગર્વ હતો.

એક દિવસ તે કાશીના રાજા અજાતશત્રુની પાસે ગયો અને બોલ્યો: 'પરમાત્મા ક્યાં છે તે હું તને કહેવા આવ્યો છું. મારા જેવો જ્ઞાની તને બીજો નહિ મળે.'

અજાતશત્રુ પોતે વિદ્વાન અને જ્ઞાની હતો. તેણે નમ્રતાથી કહ્યું: 'બીજે મળશે કે નહિ મળે એની ચિંતા શા સારૂ કરવી? પણ તમે પરમાત્માનું નામ દીધું તેથી હું તમને એક હજાર ગાયો દાનમાં આપું છું.'

ગાર્ગ્ય બોલ્યો: 'રાજા, તું જનક જેવો દાનેશ્વરી છે, અને જ્ઞાની પુરુષોની કદર કરવાવાળો છે. હવે હું તને પરમાત્મા ક્યાં છે તે કહું છું.'

રાજાએ કહ્યું: 'કહો.'

ગાર્ગ્ય બોલ્યો: 'પરમાત્મા સૂર્યમાં છે.'

રાજાએ પૂછ્યું: 'બીજે નથી?'

'તે ચંદ્રમાં છે.'

'બીજે નથી?'

'તે આકાશમાં છે.'

'બીજે નથી?'

'તે વાયુમાં છે.'

'બીજે નથી?'

'તે જળમાં છે.'

'બીજે નથી?'

'તે સ્થળમાં છે.'

'બીજે નથી?'

'તે અગ્નિમાં છે.'

'બીજે નથી ?'

'તે શરીરમાં છે.'

'બીજે નથી ?'

ગાર્ગ્ય ચૂપ થઈ ગયો. તેને જવાબ સૂઝયો નહિ.

પછી રાજાએ કહ્યું: 'શું પરમાત્મા આવડો જ છે ?'

ગાર્ગ્યે કહ્યું: 'હા, આવડો જ છે.'

રાજાએ કહ્યું: 'જે પરમાત્માને આવડો જ જાણે છે તે જ્ઞાની કહેવાય નહિ. માટે જ્ઞાની હોવાનો તારો ગર્વ ખોટો છે.'

ગાર્ગ્યનો ગર્વ ઊતરી ગયો. તે બોલ્યો: 'હે રાજા, હવે આપ મને ઉપદેશ કરો. હું આપનો શિષ્ય થવા ચાહું છું.'

રાજાએ કહ્યું: 'તું બ્રાહ્મણ છે, હું ક્ષત્રિય છું. ક્ષત્રિયે જ્ઞાન માટે બ્રાહ્મણની પાસે જવું જોઈએ એવો નિયમ છે, પણ તું બ્રાહ્મણ થઈને ક્ષત્રિયની પાસે આવે છે. ભલે, હું તને ઉપદેશ કરીશ.'

આમ કહીને પછી રાજાએ ગાર્ગ્યને પરમાત્મા વિષે ખરેખરું જ્ઞાન આપ્યું.

[ બૃહદારણ્યક અ૦ ૨. બ્રાહ્મણ૦ ૩



૧. 'પરમાત્મા અહીં છે, ત્યાં છે.' કરી ગણાવવા બેસશો તો ગાર્ગ્યની પેઠે તમે પણ થાકી જશો. એક છોકરાને કોઈકે ત્રણ પ્રશ્ન પૂછ્યા: પરમેશ્વર ક્યાં છે ? કેવો છે ? ને શું કરે છે ?' છોકરો ચતુર હતો. ગાર્ગ્યની પેઠે એ ગણાવવા ન બેઠો કે પરમેશ્વર ક્યાં ક્યાં

છે ને શું શું કરે છે, એણે તો પૂછનારને જ સામા ત્રણ પ્રશ્ન પૂછ્યા: 'પરમેશ્વર ક્યાં નથી? એ કેવો નથી? ને એ શું કરી શકતો નથી?' પૂછનાર ચૂપ.

૨. જ્ઞાન અને ગર્વ એ સાથે નથી રહી શકતાં. શિષ્ય જો ગર્વ છોડે તો ગર્વની જગા જ્ઞાનથી પુરાય. જેટલો ગર્વ એટલું અધૂરાપણું.

૩. ગાર્ગ્યનો ગર્વ કેવી રીતે ઊતર્યો? પોતે બ્રાહ્મણ હોવા છતાં, તે ક્ષત્રિયનો શિષ્ય કેમ થયો?



## [ ૮ ] શ્વેતકેતુ

શ્વેતકેતુ બાર વર્ષ સુધી ગુરુને ઘેર રહી ભણ્યો. તેને થયું, મારા જેટલું ભણેલો હવે કોઈ નથી. હું જ મોટો પંડિત છું.

શ્વેતકેતુના પિતા જ્ઞાની હતા. તેમણે પુત્રનું અભિમાન ઉતારવાનું નક્કી કર્યું. એક વખત શ્વેતકેતુ મિજાજથી ફરતો હતો, ત્યારે એના પિતાએ કહ્યું: 'ભાઈ, તું ખૂબ ભણ્યો, તો મારા એક પ્રશ્નનો જવાબ દે.'

'પૂછો.'

'તો કહે, એવી કઈ વસ્તુ છે કે જેનું જ્ઞાન થવાથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે?'

શ્વેતકેતુ વિચારમાં પડી ગયો. તેનો મિજાજ ઊતરી ગયો. તે નમ્રતાથી બોલ્યો: 'પિતાજી, આ તો મારા ગુરુએ મને નથી શીખવ્યું, કદાચ એમને જ નહિ આવડતું હોય. માટે હવે તમે મને એ શીખવો.'

પછી પિતાએ શ્વેતકેતુને ઉપદેશ કર્યો ને સમજાવ્યું કે સોનાને ઓળખવાથી જેમ સોનાના તમામ પદાર્થો સોનાના જ છે એમ જાણી શકાય છે, માટીને ઓળખવાથી માટીના તમામ પદાર્થો માટીના જ છે એમ જાણી શકાય છે, તેમ સત્યને ઓળખવાથી તમામ સૃષ્ટિનું જ્ઞાન થાય છે. કારણકે સત્યમાંથી બધું પેદા થયેલું છે. માણસ, વાઘ, સિંહ, કીડા, પતંગિયું, મચ્છર બધું સત્ છે; તું પણ તે જ છે.'

શ્વેતકેતુ બોલ્યો: 'મને ફરી સમજાવો.'

પિતાએ કહ્યું: 'જા, એક વડનો ટેટો લઇ આવ.'

શ્વેતકેતુ ટેટો લઈ આવ્યો. પિતાએ એ ભાગવાનું કહ્યું, પછી પૂછ્યું: 'આ ટેટાની અંદર શું દેખાય છે?'
શ્વેતકેતુ બોલ્યો: 'ઝીણાંઝીણાં બી.'

'એક બીને ભાંગ, ને જો, એની અંદર શું છે?'

તે પ્રમાણે કરીને શ્વેતકેતુ બોલ્યો: 'એમાં કંઇ નથી.'
'કંઇ નથી? તો ઝાડ શેમાંથી ઊગે છે?'

'બીમાંથી.'

'ત્યારે સમજ કે બીમાં જ વૃક્ષ છે. તે નથી દેખાતું પણ છે. જે નથી દેખાતું પણ છે તે આત્મા છે, તે સત્ય છે. તું તે સત્ય છે.'

શ્વેતકેતુ બોલ્યો: 'મને ફરી સમજાવો.'

પિતાએ કહ્યું: 'લે, આ મીઠાનો ગાંગડો લઈ પાણીમાં નાખ. પછી સવારે એ પાણી લઇ મારી પાસે આવજે.'

શ્વેતકેતુએ કૂલડીમાં પાણી ભરી મીઠાનો ગાંગડો એમાં નાખ્યો. બીજે દિવસે તેણે કૂલડી પિતાની પાસે લાવીને મૂકી. પિતાએ કહ્યું: 'આમાંથી પેલો ગાંગડો કાઢ.'

શ્વેતકેતુએ કૂલડીમાં હાથ નાખી તપાસી જોયું, પણ ગાંગડો ક્યાંથી જડે ? પિતાએ કહ્યું: 'કૂલડીનું પાણી આ છેડેથી જરા ચાખી જો. કેવું લાગે છે ?'

પુત્રે કહ્યું: 'ખારું.'

'હવે વચમાંથી ચાખી જો.'

'અહીં પણ ખારું છે.'

'હવે તળિયેથી ચાખી જો.'

'ત્યાં પણ ખારું છે.'

'હવે પાણી ઢોળી નાખી મારી પાસે આવ.'

શ્વેતકેતુ પાણી ઢોળી નાખી પિતાની પાસે આવી બોલ્યો: 'પેલો મીઠાનો ગાંગડો ઓગળી જવાથી પાણી ખારું બની ગયું હતું.'

પિતા બોલ્યા: 'ખરું, પણ એ ગાંગડો અદૃશ્ય નથી થઇ ગયો. ભલે ન દેખાય, પણ તે પાણીમાં જ છે, તેવી રીતે સત નથી દેખાતું, પણ બધે તે જ છે. જે સત છે તે આત્મા છે. તું પણ તે જ છે.'

શ્વેતકેતુ આ જ્ઞાન મેળવી ખૂબ સુખી થયો. તેનું અભિમાન જતું રહ્યું, તે ખરેખરો જ્ઞાની બન્યો.

[ છાંદોગ્ય–પ્રપાઠક–૬



૧. અ 'વિદ્યા શોભે વિનયથી'—એ એક જૂનું વચન છે. ધનના ગર્વની પેઠે વિદ્યાનો ગર્વ પણ માણસને તુચ્છ બનાવે છે. વિદ્યાર્થી જો ઘમંડ રાખે તો વિદ્યા મેળવી શકતો નથી, અને વિદ્યાવાન જો ઘમંડ રાખે તો એની વિદ્યા એને ભારરૂપ બની જાય છે.

બ પરમાત્મા વિષેનું જ્ઞાન એ જ ખરું જ્ઞાન છે. એ જ્ઞાનમાં બધું જ્ઞાન સમાઈ જાય છે. કારણકે પરમાત્મામાંથી સર્વ જ્ઞાન પેદા થયું છે.

ક શ્વેતકેતુ કહે છે કે મારા ગુરુને પણ એ નથી આવડતું. આમ કહીને એ ગુરુને હલકા પાડે છે ને પોતાની બડાઈ હાંકે છે. પણ ગુરુનો દોષ જોતા પહેલાં એણે પોતાનો દોષ જોયો હોત તો ખબર પડત કે એના જેવા અભિમાનીને ગુરુ કેવી રીતે જ્ઞાન આપી શકે?

૨. 'તું માણસ છે, તું વાઘ છે, તું કીડો છે, તું મચ્છર છે.' એમ કહી શ્વેતકેતુના પિતાએ તેને સમજાવ્યું કે પરમાત્મા સઘળે વ્યાપેલા છે, માટે સઘળે પરમાત્માને જો. આવી રીતે જે જોતાં શીખે તે જ ખરો વિદ્યાર્થી.

૩. પિતાએ શ્વેતકેતુનો ગર્વ કેવી રીતે ઉતાર્યો તે ટૂંકમાં લખો.



## [ ૯ ] શ્વેતકેતુના પિતા

પિતા પાસેથી જ્ઞાન મેળવ્યા પછી શ્વેતકેતુ દેશમાં બધે ફરતો હતો. ફરતો ફરતો એક દિવસ તે પંચાલ દેશના લોકોની સભામાં આવી પહોંચ્યો. સભામાં અનેક રાજાઓ પણ આવેલા હતા. તેમાં પ્રવાહણ નામનો એક રાજા હતો.

શ્વેતકેતુ સભામાં દાખલ થયો કે પ્રવાહણે તેને પૂછ્યું: 'કોણ, શ્વેતકેતુ કે ?'

શ્વેતકેતુ: 'હા.'

પ્રવાહણ: 'તને કોઈએ ઉપદેશ આપ્યો છે ?'

શ્વેતકેતુ: 'હા, મને મારા પિતાએ ઉપદેશ આપ્યો છે.'

પ્રવાહણ: 'તો હું તને પૂછું તેના જવાબ દે.'

પછી પ્રવાહણે શ્વેતકેતુને એક પછી એક પાંચ પ્રશ્નો પૂછ્યા. પણ શ્વેતકેતુ એકે પ્રશ્નનો જવાબ દઈ શકયો નહિ. તેણે કહ્યું: 'હું આમાંનું કાંઇ જાણતો નથી.' ત્યારે રાજાએ કહ્યું: 'મારા એકેય પ્રશ્નનો તું જવાબ તો દઇ શકતો નથી, પછી કેમ કહેવાય કે તને તારા પિતાએ ઉપદેશ દીધો છે ?' પછી રાજાએ શ્વેતકેતુને બેસવા આસન આપ્યું, પણ આવી સ્થિતિમાં બેસવું શ્વેતકેતુને નીચું જોવા જેવું લાગ્યું. તે તરત જ સભા છોડી ચાલ્યો ગયો, ને સીધો પોતાના પિતાની પાસે ગયો.

શ્વેતકેતુએ પિતાને પૂછ્યું: 'તમે મને કાંઈ જ ભણાવ્યું નથી.'

પિતાએ કહ્યું: 'આવું કેમ કહેવું પડ્યું, ભાઈ ?'

શ્વેતકેતુએ કહ્યું: 'પ્રવાહણ રાજાએ મને પાંચ પ્રશ્નો પૂછ્યા, પણ મારાથી એકેનો જવાબ દઇ શકાયો નહિ.' આમ કહી એણે પ્રશ્નો કહી સંભળાવ્યા.

પિતાએ કહ્યું: 'મને આવડતું હતું એટલું મેં તને શીખવ્યું છે. હવે વધારે જ્ઞાન જેની પાસેથી મળે એની પાસે

આપણે જવું જોઇએ. ચાલ, આપણે બંને એ પ્રવાહણ રાજાની પાસે જઇએ, અને એના શિષ્ય બની, એની સેવા ચાકરી કરી જ્ઞાન મેળવીએ.'

શ્વેતકેતુએ કહ્યું: 'તમે જ એકલા જાઓ, હું નહિ આવું.'

પછી શ્વેતકેતુના પિતા ગૌતમ, એકલા પ્રવાહણ રાજાની પાસે ગયા. રાજાએ એમનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો, અને કહ્યું: 'આપને જે જોઇએ તે માગી લો, મારું વચન છે.'

ગૌતમે કહ્યું: 'તો હું માગું છું કે આપે મારા પુત્રને જે પાંચ પ્રશ્નો પૂછેલા તેના ઉત્તર મને સમજાવો.'

રાજાએ કહ્યું: 'આવું તો દેવોની પાસેથી મગાય, હું તો માણસ છું.'

ગૌતમે કહ્યું: 'આપો તો એ જ આપો, બીજું મારે નહિ જોઇએ. આ ઉંમરે હું સોનું રૂપું, ઢાર ઢાંખર કે નોકર ચાકર માગવા નીકળ્યો નથી. મારે તો એવું દાન જોઇએ છે જે મારા દીકરાના દીકરાઓ ને એના દીકરાઓ સુધી પહોંચે.'

રાજાએ કહ્યું: 'ભલે.'

પછી ગૌતમ રીતસર રાજાને ત્યાં શિષ્ય બની રહ્યા. ગૌતમ બ્રાહ્મણ હોવાથી રાજા એમની પાસે પગચંપી જેવી સેવા કરાવતા નહિ, પણ ગૌતમ એ ક્ષત્રિય રાજાને પોતાના ગુરુ તરીકે પૂરેપૂરું માન આપતા હતા.

એક દિવસ રાજાએ કહ્યું: 'હું ક્ષત્રિય થઇને બ્રાહ્મણને

ઉપદેશ આપું છું, તે મારો અપરાધ આપ મનમાં આણશો નહિ. રાજા તરીકે મેં રૈયતને ઉપદેશ આપ્યો છે પણ કોઈ બ્રાહ્મણને કદી ઉપદેશ આપ્યો નથી, પણ જે માગણી કરે તેને ના કેવી રીતે કહેવાય?'

આમ કહી રાજાએ વૃદ્ધ ગૌતમને પોતાના પ્રશ્નોના ખુલાસા સમજાવ્યા.

[ બૃહદારણ્યક અ૦ ૬. બ્રા૦ ૨



શ્વેતકેતુએ રાજાની પાસે શિષ્ય બનીને જવાની શા માટે ના પાડી? અને એના પિતા શાથી તૈયાર થઇ ગયા? એ વૃદ્ધને શરમ ન આવી ને જુવાનને કેમ આવી? એ પરથી એ પિતાપુત્રના સ્વભાવનો તફાવત નોંધો.



## [ ૧૦ ] એક ગુરુના શિષ્ય

બે ભાઇ હતા. એમણે ગુરુને ત્યાં જઇ વિદ્યા ભણવાનો મનસૂબો કર્યો. બંને ભાઇઓ હાથમાં સમિધ લઇને ગુરુને શરણે ગયા. તેમણે બત્રીસ વર્ષ સુધી એક મને ગુરુની સેવા ચાકરી કરી. પછી ગુરુએ તેમને પૂછ્યું: 'તમે અહીં કેમ આવ્યા છો, કહો.'

બંને ભાઇઓએ કહ્યું: 'બત્રીસ વર્ષ પહેલાં એક દિવસ અમે આપને મોઢે સાંભળ્યું હતું કે આત્માને ઓળખવાથી

માણુસની બધી ઈચ્છાઓ પાર પડે છે, ને તેને સર્વ સુખ મળે છે. તેથી અમે એ આત્માને જાણુવા આપની પાસે આવ્યા છીએ. એ આત્મા શું છે તે અમને કહો.'

ગુરુએ કહ્યું: 'આંખની અંદર જે દેખાય છે તે આત્મા છે. એ આત્મા કદી ડરતો નથી, મરતો નથી.'

બંનેએ એક બીજાની આંખોમાં જોયું, તો પોતાનું પ્રતિબિંબ દેખાયું. તેઓ સમજ્યા કે આ પ્રતિબિંબ આત્મા છે. આવું જ પ્રતિબિંબ દર્પણુમાં ને પાણીમાં પણ દેખીને તેમણે ગુરુને પૂછ્યું: 'ગુરુજી, આ પાણીમાં દેખાય છે, ને દર્પણુમાં દેખાય છે તે શું છે?'

ગુરુએ કહ્યું: 'તે આત્મા છે. તે કદી ડરતો નથી, મરતો નથી.'

બંને ભાઈઓ બની ઠનીને પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોઈ કહેવા લાગ્યા: 'વાહ! આત્માએ કેવાં સરસ કપડાં પહેર્યાં છે!'

પછી બંને જણુ ઘેર ગયા. મોટાભાઈએ સગાં સંબંધીઓને ભેગાં કરી ઉપદેશ દેવા માંડયો: 'આ શરીર એ જ આત્મા છે. માટે શરીરને સુખી કરો, શરીરની સેવા કરો, ને શરીરની પૂજા કરો. ખાઓ, પીઓ, ને મજા કરો. દયા કરવાની જરૂર નથી, દાન કરવાની જરૂર નથી, મનને દબાવવાની જરૂર નથી.'

મોટાભાઈનો આ ઉપદેશ જેમણે માન્યો તેઓ અસુરો, દાનવો કહેવાયા.

નાનો ભાઇ બુદ્ધિશાળી હતો. તેણે વિચાર કર્યો કે ગુરુએ કહ્યું હતું કે આત્મા કદી ડરતો નથી, મરતો નથી. પણ આ શરીર તો દુશ્મનોથી ડરે છે ને છેવટે મરે પણ છે, માટે શરીર આત્મા નથી.

તે ફરીથી ગુરુને ઘેર ગયો. ફરી બત્રીસ વર્ષ સુધી તેણે એક ચિત્તે ગુરુની સેવા કરી. બત્રીસ વર્ષને અંતે ગુરુએ તેને થોડો ઉપદેશ કર્યો, પણ તેટલાથી તેને સંતોષ થયો નહિ. તેણે વળી ત્રીજાં બત્રીસ વર્ષ ગુરુની સેવા કરી. બત્રીસ વર્ષને અંતે ગુરુએ તેને ફરી ઉપદેશ કર્યો, પણ તેથી યે તેને સંતોષ ન થયો. વળી બીજાં પાંચ વર્ષ તે ગુરુને ઘેર રહ્યો. આમ કુલ એકસો ને એક વર્ષ તેણે ગુરુની સેવા કરી. એકસો એક વર્ષને અંતે તેને આત્મા શું છે તે સ્પષ્ટ સમજાયું. હવે તે અભય અને અમર આત્માને ઓળખી શકયો, તેને ખરેખરું જ્ઞાન થયું. તેના હૃદયમાં આનંદ આનંદ થઈ રહ્યો. ગુરુની રજા લઇ ઘેર જઇ તેણે પોતાનાં સંબંધીઓ વગેરેને આ જ્ઞાનનો ઉપદેશ દેવા માંડયો. જેમણે આ ઉપદેશ માન્યો તેઓ દેવો કહેવાયા.

આમ દેવો અને દાનવો બંને એકજ ગુરુના શિષ્ય, અને એકજ પિતાનાં સંતાનો છતાં, બંનેના રસ્તા જુદા પડી ગયા, અને બંને એક બીજાના વિરોધી બની ગયા.

[ છાંદોગ્ય–પ્રપાઠક ૮



૧. આજે પણ જગતમાં બે વર્ગના મનુષ્યો છે: એક વર્ગ શરીરને આત્મા માની પોતાનાં જ સુખ સગવડની ચિંતા કર્યા કરે છે, બીજો વર્ગ સૌ સુખી થાય તેવી પેરવી કરે છે.

૨. ખરેખરું જ્ઞાન મેળવવા માટે માણસમાં કેટલી ધીરજ, ગુરુ-ભક્તિ, અને આતુરતા જોઈએ તે આ વાર્તા પરથી સમજાય છે. બત્રીસ વર્ષ સુધી તો ગુરુએ શિષ્યોને 'કેમ આવ્યા છો' એટલું પણ પૂછેલું નહિ! એવા ગુરુના શિષ્ય થવામાં કેટલી ધીરજ જોઈએ!

૩. દેવ અને દાનવના સ્વભાવનો ભેદ ટૂંકમાં સમજાવો.

૪. 'હું આપનો શિષ્ય બની આપની સેવા ચાકરી કરીશ, આપની દરેક આજ્ઞા પાળીશ.' એમ સૂચવવા શિષ્યે હાથમાં સમિધ્—દાભ લઈને ગુરુની પાસે જવું એવો પ્રાચીન કાળમાં નિયમ હતો.



## [ ૧૧ જપ

પ્રજાપતિના પુત્રોમાં દેવોની સંખ્યા ઓછી હતી અને અસુરોની સંખ્યા વધારે હતી. બંનેના સ્વભાવ જુદા જુદા હતા, તેથી હમેશાં ઝઘડા ચાલતા. એક વાર દેવોએ વિચાર કર્યો કે આપણે મંત્રનો જપ કરીએ કે જેથી અસુરોનો પરાજય થાય. દેવોએ પછી વાણીને વિનતિ કરી: 'હે વાણી, તું મંત્રનો જપ કર, જેથી દેવોનો પરાજય થાય.' વાણીએ ઊંચે સ્વરે જપ શરૂ કર્યો: 'ॐ असतो मा सद्गमय—અસત્યમાંથી મને સત્યમાં લઈ જા. જે સત્ય બોલે છે તે

પરમાત્માને ઓળખે છે.' આ ગાન સાંભળી અસુરો ગભરાયા. તેમને થયું કે આ મંત્ર વડે દેવો આપણને હરાવશે, તેથી તેઓ દોડયા અને વાણીને ફટકારવા મંડયા. વાણીએ માર પડતાં જપ બંધ કરી દીધો.

પછી દેવોએ નાકને કહ્યું: 'તું મંત્રનો જપ કર, જેથી અસુરોનો પરાજય થાય.' નાકે જપ શરૂ કર્યો: 'જે સત્યને જ સૂંઘે છે તે પરમાત્માને ઓળખે છે.' આ સાંભળી અસુરો ગભરાયા. તેમને થયું કે આ મંત્ર વડે દેવો આપણને હરાવશે. તેથી તેઓ દોડયા અને નાકને ફટકારવા લાગ્યા. માર પડતાં નાકે જપ બંધ કરી દીધો.

પછી દેવોએ આંખને કહ્યું: 'તું મંત્રનો જપ કર, જેથી અસુરોનો પરાજય થાય.' આંખે જપ શરૂ કર્યો: 'જે સત્યને જુએ છે તે પરમાત્માને ઓળખે છે.' આ સાંભળી અસુરો ગભરાયા. તેમને થયું કે આ મંત્ર વડે દેવો આપણને હરાવશે. તેથી તેઓ દોડયા અને આંખને ફટકારવા લાગ્યા. માર પડવાથી, આંખે જપ બંધ કરી દીધો.

પછી દેવોએ કાનને કહ્યું: 'તું મંત્રનો જપ કર, જેથી અસુરોનો પરાજય થાય.' કાને જપ શરૂ કર્યો: 'જે સત્યને સાંભળે છે તે પરમાત્માને ઓળખે છે.' આ સાંભળી અસુરો ગભરાયા. તેમને થયું કે આ મંત્ર વડે દેવો આપણને હરાવશે. તેથી તેઓ દોડયા અને કાનને ફટકારવા લાગ્યા. માર પડવાથી, કાને જપ બંધ કરી દીધો.

પછી દેવોએ પ્રાણને જ કહ્યું: 'તું મંત્રનો જપ કર,

જેથી અસુરોનો પરાજય થાય.' પ્રાણોએ જપ શરૂ કર્યો: 'જે પોતે સત્ય છે તે પરમાત્માને ઓળખે છે.' આ સાંભળી અસુરો ગભરાયા. તેમને થયું કે આ મંત્ર વડે દેવો આપણને હરાવશે. તેથી તેઓ દોડયા અને પ્રાણને ફટકારવા લાગ્યા. પણ પ્રાણની સામે તેઓનું કંઇ ચાલ્યું નહિ. જેમ માટીનું ઢેકું પથ્થર પર અફળાય ને ધૂળ થઈ જાય તેમ અસુરો છિન્ન ભિન્ન થઇ ગયા.

આ રીતે પ્રાણોએ--આત્માએ દેવોનું રક્ષણ કર્યું.

[ બૃહદારણ્યક અ૦ ૧ બ્રાહ્મણ ૩



૧ માણસનો બે પ્રકારનો સ્વભાવ છે: સારો સ્વભાવ તે દેવ સ્વભાવ ને દુષ્ટ સ્વભાવ તે અસુર સ્વભાવ. માણસનું મન આ બંને તરફ ખેંચાયા કરે છે. અસુર સ્વભાવ કહે છે કે સાચાખોટાની પંચાત જવા દઇ તું તારે ખાઈ પીને મજા કર. દેવ સ્વભાવ કહે છે કે નહિ, સત્યને જ વળગી રહે. એકલી આંખમાં કે જીભમાં અસુર સ્વભાવને હરાવવાની તાકાત નથી, પણ આત્મામાં છે.

૨ વાણીના જપથી અસુરો બીન્યા કેમ ? તેમણે વાણીને કેવી રીતે હરાવી હશે ? પ્રાણની સામે અસુરોનું કેમ કંઈ ચાલ્યું નહિ ?

૩ દેવોએ જે જપ કરાવી જીત મેળવી, એ જપ તમે કરાવો તો !

૪ 'પછી દેવોએ પ્રાણને જ કહ્યું'—આ વાકયમાં 'જ' વધારાનો કેમ મૂકયો હશે ?



# કોણ એ ?

દેવો અને દાનવો વચ્ચે લાંબો વખત યુદ્ધ ચાલ્યું. છેવટે એમાં દેવો જીત્યા. આથી લોકો તેમની બહાદુરીનાં વખાણ કરવા લાગ્યા. દેવોને પણ થયું કે અમે ખરેખર ખૂબ જ બળવાન છીએ, અમારા જ પરાક્રમથી અમે જીત્યા છીએ.

આવી રીતે વિજયથી ફુલાયેલા દેવો અરસપરસ વખાણ કરતા હતા, એવામાં તેમને એક વિચિત્ર આકૃતિ દેખાઈ. તેનું તેજ જોઈ તેમને લાગ્યું કે આ કોઇ પૂજ્ય સ્વરૂપ છે, પણ તે કોણ છે તેની કોઇને ખબર નહોતી.

દેવોને થયું કે આ કોણ છે એ જાણવું તો જોઈએ. તેથી તેમણે અગ્નિને કહ્યું: ‘ તમે અમારા મુખી છો. તમે પરીક્ષા કરીને જાણી આવો કે એ આકૃતિ કોણ છે. ’

‘ એમાં તે શું ભારે કામ છે ! ’ કહી અગ્નિ બહાર આવ્યો. આવ્યો તો ધસ્યો મસ્યો, પણ એ આકૃતિનું તેજ જોઇ સડક થઇ ગયો. એને કંઇ પૂછવાની યે એની હિંમત ચાલી નહિ. ત્યારે એ આકૃતિએ જ પૂછ્યું: ‘ તું કોણ છે ? ’

અગ્નિને હવે ભાન આવ્યું. તે ગર્વથી બોલ્યો: ‘ રે, મને તું ઓળખતો નથી ? હું અગ્નિ છું. હું સૃષ્ટિની દરેક ચીજને ઓળખું છું. ’

આકૃતિએ કહ્યું: ‘ ઓહો ! ત્યારે તો આપ મહા પુરુષ છો. પણ મહાપુરુષ, કહો તો ખરા, આપનામાં શું બળ છે ? ’

અગ્નિએ જવાબ દીધો: ‘ આ પૃથ્વી અને આકાશમાં જે કંઇ છે તે તમામને બાળીને ભસ્મ કરી દેવાની મારામાં તાકાત છે. ’

‘ ઠીક, તો આ ઘાસનું તણખલું બાળી નાખો, જોઉં. ’

આમ કહી આકૃતિએ એક તણખલું નાખ્યું. અગ્નિ એ તણખલાને ખાખ કરવા ધસ્યો, પણ તણખલું ન સળગ્યું. હતું એટલું જોર એણે અજમાવ્યું, પણ એનું કંઇ વળ્યું નહિ. ત્યારે નિરાશ થઇ નીચી મૂંડીએ એ પાછો વળ્યો. દેવોએ પૂછ્યું: ‘ એ આકૃતિ કોણ છે ?’

અગ્નિ શરમાઇને બોલ્યો: ‘ હું ન ઓળખી શકયો. ’

ત્યારે દેવોએ કહ્યું: ‘ વાયુદેવ, હવે તમે જઈને ખાતરી કરી આવો કે એ કોણ છે ! ’

‘ આમાં તે શો વાઘ મારવાનો છે. ! ‘ કહી વાયુદેવ વેગથી ધસ્યા. પણ નજીક આવતાં જ આકૃતિના તેજથી એવા અંજાઇ ગયા કે એમની જીભ સીવાઇ ગઇ. છેવટે આકૃતિએ જ પૂછ્યું: ‘ તું કોણ છે ? ’

હવે વાયુને ભાન આવ્યું. તે ગર્વથી બોલ્યો: ‘ હું ? મને તું નથી ઓળખતો ? હું વાયુ છું, આકાશમાં મારી ગતિ છે. ’

આકૃતિએ કહ્યું: ‘ ઓહો ! ત્યારે તો આપ મહાપુરૂષ છો. પણ મહાપુરૂષ, કહો તો ખરા, આપનામાં શું બળ છે ? ’

વાયુએ જવાબ દીધો: ‘ આ પૃથ્વી અને આકાશમાં જે કંઇ છે તે તમામને પલકમાં ઉડાડી દેવાની મારામાં તાકાત છે. ’

'ઠીક, તો આ ઘાસનું તણુખલું ઉડાડ જોઉં. '

વાયુ એ તણુખલાને ઉડાડી મૂકવા ધસ્યો. પણ તણુ-ખલું હલ્યું એ નહિ. હતું તેટલું જોર એણે અજમાવ્યું, પણ એનું કંઇ વળ્યું નહિ. ત્યારે નિરાશ થઈ નીચી મૂંડીએ એ પાછો વળ્યો. દેવોએ પૂછ્યું: ' એ આકૃતિ કોણુ છે ? '

વાયુ શરમાઇને બોલ્યો: ' હું ન ઓળખી શકયો. '

ત્યારે દેવોએ દેવોના દેવ ઇન્દ્રને કહ્યું: ' હવે તો તમે જ પરીક્ષા કરીને જાણી આવો કે એ કોણુ છે ! '

'ભલે.' કહી ઇન્દ્ર મનમાં મુંઝાતો બહાર આવ્યો. જુએ છે તો કયાંયે કોઇ ન મળે ! આકૃતિ અદૃશ્ય થઇ ગઇ હતી. તેને ખોળવા ઇન્દ્રે આકાશ ભણી નજર કરી તો માતા પારવતીનાં દર્શન થયાં. ઇન્દ્રે તેમને પૂછ્યું: ' મા, ઘડી પહેલાં અહીં એક તેજસ્વી આકૃતિ હતી તે શું હતું ? '

પાર્વતી બોલ્યો: ' એ તો ભગવાન પોતે હતા. '

ઇન્દ્ર બોલ્યો: ' હેં ? '

પાર્વતીએ આગળ કહ્યું: ' તમે બધા અભિમાનથી એવા ફુલાઈ ગયા છો કે તમે ઇશ્વરને પણ ભૂલી ગયા છો. તમે એમ સમજો છો કે યુદ્ધમાં તમારા પરાક્રમથી તમે જીત્યા છો; પણ ના, તમે ઇશ્વરની કૃપાથી જીત્યા છો. દાનવો કેમ હાર્યા એ જાણો છો ? દાનવો કહેતા કે અમે જ જે છીએ તે છીએ. તેઓ પોતાને જ મોટા માનતા, ને ઇશ્વરને તો ગણુતા જ નહિ. આથી તેઓ હાર્યા. હવે તમે દાનવોની પેઠે ફુલાઓ

ને ઇશ્વરને ભૂલી જાઓ એટલે તમારી પણ દાનવોના જેવી જ દશા થવાની. '

ઇન્દ્રને પોતાની ભૂલ સમજાઈ. પારવતી અદૃશ્ય થયાં એટલે તેણે દેવોને બધી વાત કરી. સૌએ પોતાની ભૂલ કબૂલ કરી ને જાહેર કર્યું કે વિજય હમેશાં પરમાત્માનો જ થાય છે.

[ કેન



૧ ભગવાને અગ્નિ, વાયુ વગેરે દેવોનું અભિમાન કેવી રીતે ઊતાર્યું ?

૨ વાયુ શાથી એ તણખલાને ઉડાડી શક્યો નહિ ? તણખલામાં એટલું બધું જોર ક્યાંથી આવી ગયું ? ભગવાનને શરણે ગયેલી ક્ષુદ્રમાં ક્ષુદ્ર ચીજમાં પણ કેટલી તાકાત આવી જાય છે એનો આ ઉપરથી ખ્યાલ કરો, અને સૌથી વધારે તાકાતવાળા થવું હોય તો શું કરવું જોઇએ તે કહો.

૩ રોજ રોજની નાની મોટી બાબતોમાં ( ભણવામાં, રમવામાં, કામકારીગરીમાં, વગેરેમાં ) ગર્વ કરવાનું મન થાય ત્યારે જરા યાદ કરજો: ' વિજય હમેશાં પરમાત્માનો જ થાય છે. '



# [ ૧૩ ] જબાલાપુત્ર સત્યકામ

જબાલા નામે એક બાઇ હતી. તેને એક દીકરો હતો. તેનું નામ સત્યકામ. ઉમર લાયક થતાં સત્યકામની ઇચ્છા ગુરૂને ઘેર ભણુવા જવાની થઈ. માની રજા લઇ તે ગૌતમ ઋષિના આશ્રમમાં ભણુવા માટે ગયો.

ઋષિને પગે લાગી તે બોલ્યો: ‘ આપને શરણે આવ્યો છું, બ્રહ્મચર્ય પાળી આપની પાસે વિદ્યા ભણીશ. મને આપના શિષ્ય તરીકે સ્વીકારો. ’

ઋષિએ પૂછ્યું: ‘ ભાઇ, તું કયા કુલનો છે? તારું ગોત્ર કયું ? ’

સત્યકામ બોલ્યો: ‘ ગોત્રની મને ખબર નથી. આજ્ઞા કરો તો હું મારી માને પૂછી આવું. ’

સત્યકામ દોડતો માની પાસે આવ્યો ને બોલ્યો: ‘ મા, ગુરૂજી મારું ગોત્ર પૂછે છે, હું શું કહું ? ’

માતા બોલી: ‘ બેટા, તારા ગોત્રની મને ખબર નથી. મારું નામ જબાલા છે, ને તારું નામ સત્યકામ છે એટલી જ મને ખબર છે. ’

સત્યકામે આશ્રમમાં જઈ ગુરુને કહ્યું: ‘ ગુરુદેવ, મારી માતા કહે છે કે તારા ગોત્રની મને ખબર નથી. મારું નામ જબાલા છે, ને તારું નામ સત્યકામ છે એટલી જ મને ખબર છે. ’

ગુરુ ગૌતમ આ સાંભળી બોલ્યા: ‘ બેટા, તું બ્રાહ્મણ છે. બ્રાહ્મણ સિવાય કોઈ આવી રીતે સત્ય બોલી શકે નહિ. હું તને મારા શિષ્ય તરીકે સ્વીકારું છું. આજથી તું જબાલા પુત્ર સત્યકામ કહેવાશે.’

પછી ગુરુએ તેને જનોઈ દીધી, અને વેદાભ્યાસ કરાવ્યો.

એક દિવસે ગુરુએ ચારસો દૂબળી ગાયો આપી સત્યકામને કહ્યું: ' આ ગાયો લઇને વનમાં જા. '

સત્યકામ ગાયો લઈને વનમાં ગયો. તેણે સંકલ્પ કર્યો કે ' આ ચારસોની હજાર ગાયો થશે ત્યારે જ આશ્રમમાં પાછો આવીશ. '

સત્યકામ તો જંગલમાં રહે, ગાયો ચરાવે, ગાયોની સેવા ચાકરી કરે, અને પોતાના પેટ પૂરતું ખાવાનું પણ જંગલમાંથી જ મેળવી લે. જંગલમાં રહે અને દિવસ રાત ઇશ્વરનું જ ચિંતન કર્યા કરે. પશુઓ ને પંખીઓ, વૃક્ષો ને વનસ્પતિ, ચંદ્ર ને તારા, જળ ને પૃથ્વી, અગ્નિ ને વાયુ, –દરેક પ્રાણી અને પદાર્થને તે પોતાના ગુરુ સમજવા લાગ્યો અને તે દરેકની અંદર ઇશ્વરનું સ્વરૂપ જોવા લાગ્યો. આમ ઘણાં વર્ષો વીત્યાં એટલામાં તો તે પોતાના અનુભવથી જ બ્રહ્મજ્ઞાની બની ગયો. તેના મોં પર જ્ઞાનનું તેજ ઝગારા મારવા લાગ્યું.

છેવટે ગાયોની સંખ્યા હજારની થઈ એટલે તે આશ્રમમાં પાછો આવ્યો. તેને જોતાં જ ગુરુ સમજી ગયા કે એને જ્ઞાન થઈ ચૂક્યું છે. તે બોલ્યા: ' બેટા, તું જ્ઞાની જેવો દેખાય છે. તને કોણે ઉપદેશ કર્યો ? '

સત્યકામ નમ્રતાપૂર્વક બોલ્યા: ' ગુરુજી, મનુષ્ય તો કોઇ નથી મળ્યો, પણ જંગલનાં પશુઓ ને પંખીઓએ,

સૌએ મને ઉપદેશ કર્યો છે. પણ હું તો આપને શરણે આવ્યો છું, આપ જે જ્ઞાન આપો તે સાચું.'

ગુરુ એનો વિનય જોઈ ખુશ થયા, ને બોલ્યા: 'ભાઈ, તારે કશું જાણવાનું બાકી નથી.'

[ છાંદોગ્ય–પ્રપાઠક ૪



૧ જ્ઞાન મળ્યા છતાં સત્યકામ ગુરુની આગળ કેટલી બધી નમ્રતા અને ગુરુ પ્રત્યે કેવો પૂજ્યભાવ બતાવે છે, એ જુઓ. એ ગુરુકૃપા મેળવવાની ચાવી છે, અને ગુરુકૃપા જ્ઞાન મેળવવાની ચાવી છે.

૨ સત્યકામે જંગલમાં પોતાની મેળે જ્ઞાન કેવી રીતે મેળવ્યું તે લખો.

## ૧૪ ] ઉપકોસલ

જબાલાપુત્ર સત્યકામે જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી એક આશ્રમ સ્થાપ્યો. એ આશ્રમમાં દેશદેશથી વિદ્યાર્થીઓ ભણવા માટે આવતા, અનેક વર્ષ રહી ગુરુની રજા લઈ ઘેર જતા.

ઘણા વિદ્યાર્થીઓ આવી રીતે અભ્યાસ પૂરો થતાં ગુરુની રજા લઈ ઘેર ગયા, પણ ઉપકોસલ નામે એક શિષ્યને બાર વર્ષ થયાં છતાં ગુરુની રજા મળી નહિ. તેણે તમામ શાસ્ત્રોનો સંપૂર્ણ અભ્યાસ કર્યો હતો, ગુરુની સેવા તન

તોડીને ખરા મનથી કરી હતી, દુઃખ પણ ઘણું વેઠ્યું હતું, છતાં ગુરુએ તેને રજા ન આપી. આથી ગુરુપત્નીને નવાઈ લાગી. તેમણે પતિને કહ્યું: 'ઉપકોસલના અભ્યાસમાં શું કંઇ કચાશ છે ?'

ગુરુ બોલ્યા: 'ના.'

'તો એના ચારિત્ર્યમાં કંઇ દોષ છે ?'

'ના.'

'તો એને ઘેર જવાની રજા કેમ નથી મળતી ? આટલી સેવા પછી પણ જો શિષ્યને ઘેર જવાની રજા ન મળે, તો અન્યાય થશે, ને દેવો આપણી નિંદા કરશે.'

ગુરુએ કંઈ જવાબ દીધો નહિ. તેઓ ત્યાંથી ઊઠી સીધા પરગામ ચાલ્યા ગયા.

બીજા શિષ્યોને રજા મળી, પણ પોતાને ન મળી એ જોઇ ઉપકોસલને બહુ દુઃખ થયું. તેને થયું: 'અરે, હું આવો નાલાયક ! હું આવો મૂઢ ! આટલાં વર્ષ હું આ પવિત્ર આશ્રમમાં રહ્યો, છતાં હજી એવો ને એવો 'ઢ' રહ્યો ! ધિક્કાર છે મારી જાતને ! હવે મારે જીવીને શું કામ છે !'

ગુરુપત્ની એને જમવા બોલાવવા આવ્યાં. એણે પણ કહ્યું: 'મારા દુર્ગુણોનો પાર નથી. હું દુઃખથી એવો ધરાઇ ગયો છું કે મારી ભૂખ ઊડી ગઈ છે.'

ઉપકોસલ ઉપવાસ પર રહીને એક ચિત્તે ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. પ્રાર્થનાથી એનું મન હળવું થઇ ગયું.

ધીમે ધીમે તેને આ પૃથ્વીનું ને આકાશનું સઘળું જ્ઞાન થઇ ગયું. આ જ્ઞાનથી એને ખૂબ આનંદ થયો.

બહારગામથી આવીને ગુરુએ જોયું તો ઉપકોસલના મોં પર તેજ ચમકતું હતું. તેમણે તેને પૂછ્યું: 'બેટા ઉપ-કોસલ, તારા મોં પર જ્ઞાનનું તેજ ચમકે છે. તને કોણે ઉપદેશ કર્યો ?'

ઉપકોસલે બનેલી વાત કહી. તે સાંભળી ગુરુને ખૂબ આનંદ થયો. તે બોલ્યા: 'તને મેં ઘેર જવાની રજા કેમ ન આપી તેનું કારણ હવે તને સમજાયું હશે! બીજા શિષ્યોને રજા મળી, કારણકે તેઓ ઘેર જવાને લાયક હતા, અહીં રહેવાને લાયક તેઓ હવે રહ્યા નહોતા. પણ તું અહીં રહેવાને અને વિશેષ જ્ઞાન મેળવવાને લાયક હતો, તેથી જ મેં તને જવા ન દીધો.'

બારણામાં ઊભાં ઊભાં ગુરુપત્ની આ સાંભળી રહ્યાં હતાં. ઉપકોસલની કીર્તિ અને સિદ્ધિ સાંભળી તેમને ખૂબ આનંદ થયો.

પછી ગુરુ બોલ્યા: 'વત્સ ઉપકોસલ, તને જે જ્ઞાન મળ્યું છે તે તો માત્ર પૃથ્વી અને આકાશ સુધીનું છે. તેથી યે આગળનું જ્ઞાન હવે હું તને આપીશ. આથી તને પર-માત્માનો સાક્ષાત્કાર થશે, અને પાણીમાં કમળ રહે છે તેમ તું આ દુનિયામાં રહી શકીશ.'

આ સાંભળી ઉપકોસલના સુખનો પાર રહ્યો નહિ.

પછી ગુરુએ તેને સંપૂર્ણ જ્ઞાનનો ઉપદેશ કર્યો, અને ઘેર જવાની રજા આપી.

[ છાંદોગ્ય–પ્રપાઠક–૪



૧ અસલના વખતમા વિદ્યાર્થીઓ ગુરુને ઘેર રહેતા, તે વખતે ગુરુપત્ની વિદ્યાર્થીઓની કેવી સંભાળ રાખતાં તે આ વાતો પરથી તમને સમજાશે.

૨ ઉપકોસલને ગુરુએ કયા કારણોથી વધારે યોગ્ય ગણ્યો તે કહો.



## [૧૫] કોણ શ્રેષ્ઠ ?

જબાલાપુત્ર સત્યકામે પોતાના એક શિષ્યને ઉપદેશ આપતાં નીચેનું દૃષ્ટાન્ત કહ્યું હતું:—

એક વખત વાણી, ચક્ષુ, કાન, મન અને પ્રાણ વચ્ચે તકરાર થઇ. દરેક જણ કહે કે હું બધામાં શ્રેષ્ઠ છું. મને જ સૌએ માન આપવું જોઇએ અને મારી જ સૌએ ભક્તિ કરવી જોઇએ. તકરાર બહુ લાંબી ચાલી, ત્યારે તેનો નિવેડો લાવવા સૌ પ્રજાપતિ પાસે ગયાં. પ્રજાપતિએ કહ્યું: ‘ તમારી જ મેળે, કોણ શ્રેષ્ઠ છે તેની પરીક્ષા કરી જુઓને !’

‘ પણ પિતાજી, અમને પરીક્ષા કરતાં કેમ આવડે ? ’ વાણી, ચક્ષુ વગેરેએ કહ્યું.

‘ એ હું શીખવાડું. જુઓ, જેના વગર ચાલે જ નહિ તેને શ્રેષ્ઠ સમજજો. જાઓ, હવે એકે એકે બધાની પરીક્ષા કરી જુઓ.’

વાણી, ચક્ષુ, કાન, મન, પ્રાણ સૌને આ વાત ગમી. સૌએ આ પરીક્ષામાં બેસવાનું કબૂલ કર્યું.

વાણી બોલી: 'એક શું, સાત વાર પરીક્ષા લોને. હું શ્રેષ્ઠ છું તે છું. મારા વગર તમારે નથી જ ચાલવાનું.' આમ કહી એણે શરીરનો ત્યાગ કર્યો, ને બહાર ફરવા માંડ્યું. એના મનમાં એમ હતું કે હમણાં સૌ મને કરગરતાં આવશે કે રાણીજી પધારો! પણ દિવસો પર દિવસો, મહિના ને વર્ષો વીત્યાં, તોયે કોઈએ એમને બોલાવ્યાં નહિ. ત્યારે એને લાગ્યું કે 'રે, મારા વગર તો ચાલે છે ને શું!'

વાણી પાછી આવી. તેણે ચક્ષુ વગેરેને પૂછ્યું: 'તમે આટલો બધો વખત મારા વગર કેવી રીતે જીવી શકયાં?'

સૌએ જવાબ દીધો: 'દુનિયામાં અસંખ્ય મૂંગાં પ્રાણીઓ જીવે છે એ રીતે—આંખ વડે જોતાં, કાન વડે સાંભળતાં, મન વડે વિચાર કરતાં ને પ્રાણ વડે શ્વાસ લેતાં. અમને શું દુઃખ હતું, બાઇ?'

વાણીનો ગર્વ ઊતરી ગયો.

હવે ચક્ષુએ શરીરનો ત્યાગ કર્યો. જતાં જતાં તેણે કહ્યું: 'મારા વગર તમારે એક ઘડીયે નથી ચાલવાનું.' દિવસો પર દિવસો જવા લાગ્યા, પણ કોઇ ચક્ષુને કરગરવા આવ્યું નહિ. 'આજે કોઈ પગે પડતું આવશે, કાલ આવશે.' ધારી ચક્ષુ પોતાનો ગર્વ ટકાવી રાખવા મથ્યું, પણ છેવટે તે થાકયું. તેણે ફરી શરીરમાં પ્રવેશ કર્યો. તેણે મન વગેરેને કહ્યું: 'મેં તો ધાર્યું તમે કયારનાંયે મરી ગયાં હશો.'

મન વગેરેએ જવાબ દીધો: 'મરે ને તું, અમે તો લહેરથી જીવ્યાં, દુનિયામાં અસંખ્ય આંધળાં પ્રાણીઓ જીવે

છે તેમ—અમે કાન વડે સાંભળતાં, મન વડે વિચાર કરતાં, પ્રાણ વડે શ્વાસ લેતાં, વાણી વડે બોલતાં. અમને શું દુઃખ હતું, બાઇ ?' બીજો કોઈ વખત હોત તો પોતાને બાઈ કહેવા બદલ ચક્ષુ ઝઘડો કરત, પણ આજે એનો ગર્વ ઊતરી ગયો હતો.

હવે કર્ણેન્દ્રિયે શરીરનો ત્યાગ કર્યો. વરસ દહાડો બહાર ફર્યા પછી પોતાની લાંબી ગેરહાજરીથી કશો યે ફરક પડયો નથી જોઈ એને નવાઈ લાગી. એણે પૂછયું: 'અરે, તમે જીવ્યાં કેવી રીતે ! મેં તો ધાર્યું તમે મરવા પડયાં હશો.' મન વગેરેએ જવાબ દીધો: 'મરેને તું. અમે તો લહેરથી જીવ્યાં, દુનિયામાં અસંખ્ય બહેરાં પ્રાણીઓ જીવે છે તેમ—-વાણી વડે બોલતાં, આંખ વડે જોતાં, મન વડે વિચાર કરતાં, ને પ્રાણ વડે શ્વાસ લેતાં. અમને શું દુઃખ હતું, બાઈ ?' કાનનો ગર્વ ઊતરી ગયો.

હવે મને શરીરનો ત્યાગ કર્યો. જતાં જતાં કહેતું ગયું: 'હું બધી ઈન્દ્રિયોનો રાજા છું. રાજા વગર રૈયતની શી દશા થાય છે એ હવે જોજો.' વરસ લગી મન બહાર ફર્યું, પછી તેણે આવીને જોયું તો એની કોઇને પડી નહોતી. એનો ગર્વ ઊતરી ગયો. એણે પૂછયું: 'અરે, તમે આટલો બધો વખત જીવ્યાં કેવી રીતે ?'

એને જવાબ મળ્યો: 'બાળકો મનનો ઉપયોગ કરતાં નથી, તોયે જીવે છે તેમ—અમે વાણી વડે બોલતાં, આંખ વડે જોતાં, કાન વડે સાંભળતાં, પ્રાણ વડે શ્વાસ લેતાં. અમને શું દુઃખ હતું, બાઈ ?'

હવે પ્રાણની પરીક્ષાનો વારો આવ્યો. તે બહાર નીકળવા ડગલું ભરવાનું કરે છે ત્યાં તો, ઘોડો તોફાને ચડે ત્યારે ખીલો હચમચી ઊઠે તેમ, બધી ઇન્દ્રિયો ઢીલી થઇ ગઇ. હાય હાય! મને કોણે લાત મારી, મને કોણે ધબ્બો માર્યો, મારો કોણે પગ ખેંચ્યો! આવી સૌ બૂમાબૂમ કરવા લાગ્યાં. પ્રાણ બીજું ડગલું ભરવા જાય છે ત્યાં તો સૌ સમજી ગયાં કે જો આ શરીર છોડી જશે તો આપણું આવી બન્યું. પ્રાણને લીધે જ અમે જીવીએ છીએ એવી સૌને ખાતરી થઇ ગઇ. સૌ એક અવાજે બોલ્યાં: 'જશો નહિ, જશો નહિ. તમે જ શ્રેષ્ઠ છો. તમારા વગર અમારે નથી જ ચાલવાનું.'

પ્રાણ ફરી શરીરમાં હતા તેમ સ્થિર થયા, ત્યારે જ બધી ઇન્દ્રિયોને ટાઢક વળી. પછી તેમણે પ્રાણની પેટ ભરીને સ્તુતિ કરી કહ્યું: 'હે પ્રાણ! તમે અમારી માતા છો, અમે તમારાં સંતાન છીએ. તમે અમારું રક્ષણ કરો. હે પ્રાણ! તમે પ્રજાપતિ છો, અમે તમારી પ્રજા છીએ. તમારે લીધે જ અમે જીવીએ છીએ.'

[ છાંદોગ્ય-પ્રપાઠક-૫



૧. વાણી, ચક્ષુ, કાન અને મન, શ્રેષ્ઠતાની પરીક્ષામાં નપાસ કેમ થયાં?

૧. જગતમાં પ્રાણ વગર કોઇ પ્રાણી જીવી શકે ખરું? જે હાલીચાલી શકે તેને ચેતન પદાર્થ કહે છે, હાલી ચાલી ન શકે તેને જડ પદાર્થ કહે છે. તમામ ચેતન પદાર્થોમાં પ્રાણ હોય છે, એટલું જ

નહિ, પણ તમામ જડ પદાર્થોમાં પણ પ્રાણ હોય છે. સૃષ્ટિમાં જે કંઈ છે તે બધું જ પ્રાણમય છે. એ પ્રાણને જે જાણે તેણે ઈશ્વરને જાણ્યો સમજવો.



## [ ૧૬ ] જ્ઞાની રાજા

કેટલાક બ્રાહ્મણો અને પંડિતો એક વખત ભેગા થઈને વિચાર કરવા લાગ્યા કે આ સૃષ્ટિમાં સત્ય શું ? જ્ઞાન શું ? પરમાત્મા શું ? દરેકે પોતાને ઠીક લાગે તેમ કહ્યું, પણ કોઇની વાતથી સૌને સંતોષ થયો નહિ. છેવટે તેમણે વિચાર કર્યો કે ઉદ્દાલક ઋષિ જ્ઞાની છે, માટે આપણે તેમને આ વિષે પૂછીએ.

તેઓ સૌ ઉદ્દાલકની પાસે ગયા. ઉદ્દાલક તેમને જોતાં જ સમજી ગયા કે આ બ્રાહ્મણો ને પંડિતોના પ્રશ્નનો ખુલાસો મારાથી થાય તેમ નથી. તેથી બ્રાહ્મણો કંઇ બોલે તે પહેલાં જ તેમણે કહ્યું: ‘તમારા પ્રશ્નનો જવાબ મારાથી દેવાય તેમ નથી, માટે ચાલો, આપણે મહાત્મા અશ્વપતિ પાસે જઇએ.’

અશ્વપતિ, એ દેશના રાજા હતા, ન્યાય અને ધર્મ પ્રમાણે તેઓ પ્રજાનું પાલન કરતા, અને ઈશ્વરભક્તિમાં મસ્ત રહેતા. બ્રાહ્મણો ને પંડિતો એમની પાસે ગયા. રાજાએ ઊઠીને તેમનો સત્કાર કર્યો અને તેમની ઉતારા-પાણીની વ્યવસ્થા કરી આપી.

બીજે દિવસે રાજાએ અતિથિઓને પુષ્કળ ધન અર્પણ કર્યું અને તે સ્વીકારવા પ્રાર્થના કરી, પણ આ અતિથિઓ ત્યાં ધનની ઇચ્છાથી ગયા નહોતા એટલે તેમણે તેનો અસ્વીકાર કર્યો. આથી રાજાને થયું કે મારો એવો શો અપરાધ થયો છે કે બ્રાહ્મણો મારું ધન નથી લેતા? તે હાથ જોડી નમ્રતાપૂર્વક બોલ્યો: 'મારા પર દયા કરો. મારી પ્રજાને સુખી કરવા હું રાત દિવસ મહેનત કરું છું, ન્યાય અને ધર્મને રસ્તે ચાલું છું, મારા દેશમાં કોઈ ચોર નથી કારણકે કોઈ કંજૂસ નથી, કોઇ ભૂખે મરતું નથી કારણકે કોઇ ધન ભેગું કરી રાખતું નથી. કોઇ દારૂડિયો નથી, કોઇ અધર્મી નથી, કોઇ અભણ નથી, માટે આપ મારું ધન સ્વીકારો, મારે ત્યાં રહો અને મને આપની સેવાનો લાભ આપો.'

આ સાંભળી અતિથિઓ બોલ્યા: 'હે રાજા, અમે અહીં ધન લેવા નથી આવ્યા, પણ આપની પાસેથી જ્ઞાન લેવા આવ્યા છીએ કે આ સૃષ્ટિમાં સત્ય શું, ને જ્ઞાન શું? માટે તે અમને આપો, અમારે બીજા ધનની જરૂર નથી.'

રાજાએ કહ્યું: 'કાલે સવારે જવાબ દઈશ.'

રાજા તરત ચાલ્યો ગયો. રાજાના ગયા પછી સૌ એક બીજાનાં મોં સામે જોવા લાગ્યા. ઘડી પહેલાં અતિથિઓને હાથ જોડી અરજ કરનારો રાજા એકદમ કેમ ચાલ્યો ગયો તેનો સૌએ વિચાર કર્યો. છેવટે તેમને સમજાયું કે તેમની મોટી ભૂલ થઈ હતી. રાજા જ્ઞાની હતો, અને તેઓ તેની પાસે જ્ઞાન લેવા આવ્યા હતા, પણ જ્ઞાન લેવા આવનારે જે

નમ્રતા બતાવવી જોઇએ તે તેમણે દેખાડી નહોતી, અને શિષ્ય બન્યા વગર જ્ઞાન મળે કેવી રીતે ?

બીજે દિવસે આ બ્રાહ્મણો ને પંડિતો વિનયપૂર્વક રાજાની પાસે ગયા. તેઓ લાંબા થઇ તેને પ્રણામ કરવા જતા હતા, પણ રાજાએ તેમને તેમ કરતાં વાર્યા. પછી તેણે તેમના પ્રશ્નોનો જવાબ દીધો અને જ્ઞાનનો ઉપદેશ દીધો.

[ છાંદોગ્ય-પ્રપાઠક ૫



૧. રાજા ક્ષત્રિય ગણાય, અને ક્ષત્રિય તરીકે તેણે બ્રાહ્મણોને પૂજ્ય ગણવા જોઇએ, પણ રાજા જો જ્ઞાની હોય તો તે બ્રાહ્મણોનો પણ પૂજ્ય બને છે, એમ આ વાર્તા પરથી સમજાય છે.

૨. આ વાર્તા પરથી પ્રજાપાલક રાજા કેવો હોય તે લખો.

૩. 'જેવો રાજા તેવી પ્રજા' એ વચનનું રહસ્ય સમજાવો.



[ ૧૭ ]

## પાંખડીઓ

: ૧ :

ચક્રના પુત્ર ઉશસ્તે યાજ્ઞવલ્કયને પૂછ્યું: 'જેમ માણસ કાન પકડીને બતાવી શકે કે આ ગાય છે ને આ ઘોડો છે એમ તમે પરમાત્મા બતાવી શકશો ? '

યાજ્ઞવલ્કયે જવાબ દીધો: 'મારી સાથે જે ઉશસ્ત

અત્યારે વાત કરી રહ્યો છે તે ઉશસ્ત કયો છે તે તું કાન પકડીને બતાવી શકીશ ? તારી આંખ દ્વારા જે દેખે છે, ને તારા કાન દ્વારા જે સાંભળે છે તે ઉશસ્તને તું જોઇ શકે છે ? તેને તું સાંભળી શકે છે ?

[ બૃહદારણ્યક

: ૨ :

બે માણસો ભોજન કરવા બેઠા હતા. રસોયો આવી થાળી પીરસી ગયો. એવામાં એક વિદ્યાર્થી ત્યાં ભિક્ષા માગવા આવી ચડયો, પણ પેલા બે જણે તેને કંઇ આપ્યું નહિ.

આથી વિદ્યાર્થી બોલ્યો: ' હે ગૃહસ્થો ! આ બધી સૃષ્ટિ પરમાત્માએ સરજી છે, ને સૃષ્ટિમાં પરમાત્મા સિવાય બીજું કંઇ નથી. આ બધાં રૂપો પરમાત્માનાં છે, ને પરમાત્માને માટે જ અન્ન પકાવવામાં આવે છે; અને તેને જ તમે ભિક્ષા આપવાની ના પાડો છો ! '

જમવા બેઠેલાઓએ તરત નોકરને હુકમ કર્યો: 'બ્રહ્મચારી મહારાજને ભિક્ષા આપી ખુશી કર.'

[ છાંદોગ્ય



પિતાની સૂચના મુજબ શ્વેતકેતુએ પંદર દિવસ સુધી કંઈ પણ ખાધું નહિ, માત્ર પાણી એકલું પીધું. સોળમે દિવસે તે પિતા પાસે ગયો. પિતાએ પૂછયું: ' હે પુત્ર ' તું જે મંત્રો અગાઉ શીખ્યો છે તે બોલી જા. '

પણ શ્વેતકેતુને એકે મંત્ર યાદ આવ્યો નહિ. તે બોલ્યો: ‘ એ મંત્રો હું રોજ કડકડાટ બોલતો હતો. પણ આજે હું ભૂલી ગયો છું. ’

પિતાએ કહ્યું: ‘ તો હવે જા, ભોજન કરીને મારી પાસે આવ. ’

શ્વેતકેતુ જમીને આવ્યો એટલે પિતાએ પેલા મંત્રો યાદ કરવા કહ્યું. ધીમે ધીમે શ્વેતકેતુને બધા મંત્રો યાદ આવી ગયા. પછી પિતાએ કહ્યું: ‘ મન અન્નનું બનેલું છે, તેથી અન્ન ન મળવાથો તારી યાદશક્તિ જતી રહી હતી. તેં અન્ન ન લીધું છતાં જીવ્યો, પણ જો જળ ન લીધું હોત તો જીવી શકત નહિ, કારણકે પ્રાણ જળના બનેલા છે. ’

[ છાંદોગ્ય

શ્વેતકેતુના પિતાએ પુત્રને જાત અનુભવથી જ શીખવવા માટે પંદર દિવસ સુધી ભૂખ્યો રાખ્યો હતો! એ પિતાપુત્રને મન જ્ઞાન કેટલું કીમતી હશે !



: ૪ :

એક મુનિએ બ્રહ્માની પાસે જઇ કહ્યું: ‘ મારે પરમાત્માનાં દર્શન કરવાં છે, રસ્તો દેખાડો. ’

બ્રહ્માએ કહ્યું: ‘ ત્યાગ કરવા માંડો. ’

મુનિએ પૂછ્યું: ' શાનો ? '

બ્રહ્માએ કહ્યું: ' જે તમારી પાસે હોય તેનો. '

[ કૈવલ્ય



[ ૫ ]

શાકલ્ય—દેવો કેટલા છે ?

યાજ્ઞવલ્ક્ય—ત્રણ હજાર ત્રણસો છ.

શાકલ્ય—દેવો કેટલા છે ?

યાજ્ઞવલ્ક્ય—તેત્રીસ.

શાકલ્ય—દેવો કેટલા છે ?

યાજ્ઞવલ્ક્ય—છ.

શાકલ્ય—દેવો કેટલા છે ?

યાજ્ઞવલ્ક્ય—ત્રણ.

શાકલ્ય—દેવો કેટલા છે ?

યાજ્ઞવલ્ક્ય—બે.

શાકલ્ય—દેવો કેટલા છે ?

યાજ્ઞવલ્ક્ય—એક.

શાકલ્ય—ત્રણ હજાર ત્રણસો છ દેવ કયા કયા ? તેમનાં નામ કહો.

યાજ્ઞવલ્ક્ય—તેમનો મહિમા દેખાડવા આમ કહેવાય છે. બાકી દેવો માત્ર તેત્રીશ છે.

શાકલ્ય—તેત્રીસ દેવો કયા ?

યાજ્ઞવલ્કય—આઠ વસુ, અગિયાર રૂદ્ર, બાર આદિત્ય, ઈંદ્ર અને પ્રજાપતિ. આઠ વસુ—અગ્નિ, વાયુ, પૃથ્વી, આકાશ, સ્વર્ગ, સૂર્ય, ચંદ્ર ને નક્ષત્રો. દશ પ્રાણ ને અગિયારમો આત્મા—તે રૂદ્રો. મૃત્યુ પછી શરીર છોડતી વખતે તેઓ રૂએ છે માટે રૂદ્ર કહેવાય છે. બાર મહિના તે આદિત્યો. મેઘ તે ઇન્દ્ર અને યજ્ઞ તે પ્રજાપતિ.

શાકલ્ય—છ દેવો કયા ?

યાજ્ઞવલ્કય—અગ્નિ, પૃથ્વી, વાયુ, આકાશ, સૂર્ય ને સ્વર્ગ.

શાકલ્ય—ત્રણ દેવો કયા ?

યાજ્ઞવલ્કય—ભૂલોક ( અગ્નિ--પૃથ્વી ), ભુવર્ લોક ( વાયુ-આકાશ), અને સ્વર્લોક ( સૂર્ય અને સ્વર્ગ ).

શાકલ્ય—બે દેવો કયા ?

યાજ્ઞવલ્કય—અન્ન અને પ્રાણ.

શાકલ્ય—એક દેવ કયા ?

યાજ્ઞવલ્કય—પ્રાણ, પરમાત્મા.

[ બૃહદારણ્યક



જૂઠું બોલનારો મૂળમાંથી સુકાઈ જાય છે.

સત્યનો જ જય થાય છે, અસત્યનો નહિ.

'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.'

દોષરહિત કર્મો હોય તે જ કરવાં, બીજાં નહિ.

દેવો નથી ખાતા, નથી પીતા તેઓ અમૃત જોઈને જ તૃપ્ત થાય છે.

મનુષ્ય ખરેખર શુભ અશુભ વિચારોનો જ બનેલો છે. તેના વિચારો આ લોકમાં જેવા હોય છે તેવા જ પરલોકમાં હોય છે.

ગુરૂની પાસેથી મેળવેલી વિદ્યા જ ઉત્તમ ફળ દે છે.

યજ્ઞ એટલે જ બ્રહ્મચર્ય.

શુદ્ધ આહારથી બુદ્ધિ શુદ્ધ થાય છે, શુદ્ધ બુદ્ધિથી સ્મરણશકિત દઢ બને છે, અને સ્મરણશક્તિના બળે બધાં બંધનો તૂટી જાય છે.

ધનથી અમૃતનું ઝેર બને છે.

આ આત્મા સર્વ પદાર્થોનો સાર છે, સર્વ પદાર્થો આ આત્માનો સાર છે.

પંડિતાઇ ભૂલીને બાળકના જેવા થઈ રહેવું.

હે ગાર્ગી ! જે આ અવિનાશી પરમાત્માને ઓળખ્યા વગર મરે છે તે કૃપણ છે. હે ગાર્ગી, જે આ અવિનાશી

પરમાત્માને ઓળખ્યા પછી મરે છે તે બ્રાહ્મણ છે.

સોનાના ઢાંકણ વડે સત્યનું મુખ ઢાંકેલું છે.

અસત્યમાંથી મને સત્યમાં લઇ જા, અંધકારમાંથી પ્રકાશમાં લઇ જા, મૃત્યુમાંથી અમૃતમાં લઇ જા.

બુદ્ધિ કરતાં બળ શ્રેષ્ઠ છે.

બળ એ જ પરમાત્મા છે.

માણસ ધનથી તૃપ્ત થાય એવો નથી.

આજે પણ એ છે, ને કાલે પણ એ જ છે.

તે દૂર છે, તે પાસે છે.

તૃષ્ણા ન રાખ, ધન કોઇનું નથી.

શરીર રથ છે, બુદ્ધિ સારથિ છે, ઇન્દ્રિયો ઘોડા છે, મન લગામ છે, વાસનાઓ ગોચર છે. અને આત્મા રથનો સવાર છે.

ઊઠ, જાગ, જ્ઞાનીઓને શરણે જા. અનુભવીઓ કહે છે કે એ માર્ગે ચાલવું તીક્ષ્ણ તલવારની ધાર પર ચાલવા જેવું કઠણ છે.

સત્ય તે જ ધર્મ છે.

ॐ सह नाववतु सह नौ भुनक्तु ।
सह वीर्यं करवावहै
तेजस्विनावधीतमस्तु
मा विद्विषावहै ।
ॐ शान्तिः शान्तिः शान्तिः ।

